# સ્ત્રીશક્તિ

દૃશ્ય નાટક


રચનાર

## મૂળજી દુલભજી વેદ

'લીલાવિસ્તાર' 'કુંજલીલા' 'નિજકુંજ' 'નવાં લોકગીત'
'Open Letters to Mr. Montagu'
'First Fruits'
ઇત્યાદિના
કર્ત્તા



મુંબઇ
વેદાશ્રમ
૩ વાલકેશ્વર રોડ
સંવત્ ૧૯૭૬

# અર્પણ

આવી ભરી તું કોડ,
　　ચડી કસોટી કારમી.
જબરાં તારાં જોર,
　　કુંચન શુદ્ધ કસોટીનાં!
સખિ! શક્તિના સાર,
　　એ સંજીવનની સુધા!
આત્માના આધાર,
　　સંકટમાં સહચાર શા!
તુજ સમ્વર્તી ભાવ,
　　જોગી શા જીવને જડયા.
લે દેવકી તું! લ્હાવ
　　શ્રીશક્તિના સ્મરણનાં.

# પ્રસ્તાવના

કુંજલીલામાં જગદંબાનું સ્તવન છે:

મહા માયા કેરી બંસરી, રાસેશ્વરી મા!
શી રસશૂર ને સુખધામ!
રાસ રમાડો, મા!

સુરવર સુરવધુ રાસે રમે, રાસેશ્વરી મા!
તમ ઝાંઝરને ઝંકાર,
રાસ રમાડો, મા!

શાં ત્રણે ભૂવન ડોલી રહ્યાં, રાસેશ્વરી મા!
નચવે શક્તિ બ્રહ્માંડ,
રાસ રમાડો, મા!

નરસિંહ મહેતા શ્રી કૃષ્ણકીર્ત્તન કરે છે.

નટવર વેષ ધર્યો નંદનદન!

× × ×

હરખે હરજી હોળી રમે છે.

× × ×

નરસૈયાના સ્વામીની લીલા, દેખત સુરનર મોહે.

દયારામે પણ શ્રીકૃષ્ણને 'નટવર નાગર' કહ્યા છે ને ગાયું છે:

મોહિનીસ્વરૂપ છે મોહન જો.

× × ×

નટવર એ નખશીખ
કામણ ભર્યો છે.

સખી એની મોરલીમાં
મોહની ભરી છે.
× × ×
કૃષ્ણ કરૂણા કરી
રૂપ નટવર ધરી—

**મીરાંએ તો નાચી નાચી ગાયું:**

બાઇ મીરાં કહે પ્રભુ નટવર નાગર.

**નિજકુંજમાં એક હોળીનું ચરણ છે:**

સ્વયંવિલાસે સ્વામી ખેલે.
છાયા પ્રભુ નવ છાંડે.
જ્યોતછાયની અખંડ બેલડી
વિભુ વૃન્દાવન વિહરેઃ
વસન્ત ગુલાલ ઉડાવે.

**વેદાન્ત પરબ્રહ્મને** સૂત્રધાર કહે છે. મહા **માયા** તો વૈષ્ણવોની **રાધા** છે. શ્રી **કૃષ્ણની નવનીતપ્રિયા છે.**

સૂફીઓ ખુદાને પરમ સુંદર માશુક કહે છે; પ્રભુપ્રેમને મદિરા કહે છે. **બ્રહ્મ** ને **માયા—પરમેશ્વર** ને પરમ **શક્તિ**–આ દિવ્ય બેલડીનો સંસાર, તે સૃષ્ટિ છે. સંસાર રંગભૂમિ ગણાય છે. પ્રભુ ને પ્રભુની **માયા** અનંત છે, અગમ્ય છે, બહુ રંગી છે, બહુ રૂપી છે, મોહિનીરૂપ છે. સૌન્દર્ય તેના વાઘા છે. અદ્દભુતતા તેના અંશ છે. વિચિત્રતા તેની બલિહારી છે. રૂપાંતર તેનાં સ્વરૂપ છે. નવીનતા, નાચવાં, નચાવવાં, તે તેની પ્રકૃત્તિ છે. ભયાનકતા તેની વિષમતા છે. સૃષ્ટિની રક્ષા ને પ્રગતિ તેના સંકેત છે. સત્ય તેનો આત્મા છે.

આ જ્યોતના ત્રણ અંશ **બ્રહ્મા, વિષ્ણુ** ને **મહેશ** છે. **બ્રહ્માજી** સૃષ્ટિ રચે છે. તે ઘાટ ઘડનાર છે. સૃષ્ટિના નાટકના તે આદિ સૂત્રધાર છે. મૃત્યુના સ્વામી **શંકર** સંસાર નાટકને સમેટનાર દેવ છે. **વિષ્ણુ** ભગવાન્ સૃષ્ટિના રક્ષક છે. જગત્‌ની રક્ષા કાજે, પોતે નાના રૂપ ધરે છે. જગત્‌ના નાટકના ખેલના તે અધ્યક્ષ છે. શંખ, ચક્ર, ગદા ને પદ્મ તેમના સાજ છે. શ્રીકૃષ્ણરૂપે અવતરતાં વ્રજમાં તે બંસરી ધારે છે. ગેડીથી કાલી નાગના પ્રાણ હરે છે. બાલરૂપે હસતાં હસતાં, પૂતના રાક્ષસીના પ્રાણ શોષે છે. જસોદામૈયાના

ખોળામાં હસતાં, મુખમાં વિરાટદર્શન કરાવે છે. ગોપાંગનાની પ્રેમલીલા છોડી કંસવધ કરવા ચાલ્યા જાય છે. ધર્મક્ષેત્રમાં તો નારાયણ નર–અર્જુનના સારથી છે. પોતે શસ્ત્ર ધારતા નથી, પણ શસ્ત્ર ધારણ કરાવે છે. રાસેશ્વરને તો રસિક જન રસિકવર કહે છે. સુંદરવર કહે છે. સૌન્દર્યનાથનું શું સુંદર નથી? તે સર્વાંગ સુંદર છે. એમ પ્રેમી જન કહે છે. નટવરનાં નાટકનાં રૂપ પણ એવાંજ છે.

અનન્ત બ્રહ્માંડની અગમ્ય લીલા ઝીલવી. અનેકતામાં એકનાં દર્શન ઝીલવાં. એકને અનેક રૂપે ઓળખવો. જગત્‌માત્રનાં શાસ્ત્ર, કવિતા ને કલા, આ એક વાતનાં, શોધન, મન્થન ને મંડનની સાક્ષી આપી રહ્યાં છે. કવિતા ને કલાનો આવો સંગમ, એ જગત્‌નું અનુપમ સાહિત્ય છે. આવાં સાહિત્યના દેહ, અક્ષર છે, અમર છે. તેનું ક્ષેત્ર, વિભુના વિરાટ રૂપ જેટલું વિશાળ છે, અદ્‌ભુત છે. વેદ, પુરાણ, શાસ્ત્ર, ઇતિહાસ, કવિતા, તેના જુદા જુદા વેશજ છે. સહુના ઝોક ને તાત્પર્ય એક છે.

દેહ છે ત્યાં હૃદય છે, મન છે. ઇન્દ્રિઓ તો દેહનાં દ્વાર છે. અમર આત્મા સહુનો આધાર છે. દેહ, ઇન્દ્રિઓ, મન ને હૃદયની માનવમાયા, તેના ચિત્રવિચિત્ર રંગરાગ, એ આપણું સાહિત્ય. સાહિત્ય એટલે ભાવના ને ભાવના અક્ષરમાં અવતાર. અક્ષરના પઠન, પાઠન, શ્રવણ, કીર્ત્તન. સાહિત્યનો કલામાં અવતાર, એટલે ભાવ ને ભાવનાનો, અભિનય, ચિત્ર કે મૂર્ત્તિરૂપે દેહ. સંગીતની એકતાનતા ને પગના તાલના મેળ, એટલે નૃત્ય. સાત સૂરના ઝાંઝર ઝમકાર! ભાવના ને ભાવનો રંગમાં દેહ, તે ચિત્ર. તેનાં પત્થરમાં દેહધારણ તે શિલ્પકલા–સ્થાપત્ય. મૂર્ત્તિની પ્રાણપ્રતિષ્ઠા તે માનવની દેવદૃષ્ટિ–અણુ–અણુમાં ચેતનનો સ્વિકાર. સૌન્દર્યપૂજાની આ ભિન્ન ભિન્ન સામગ્રી છે. સાહિત્યના દેહ આવા છે. નાટક આ દેહનું એક અંગ છે. રંગભૂમિ તેના આ દેહની લીલાનું ક્ષેત્ર છે. સમાજની કેળવણીનું રંગભૂમિ મહા સાધન છે. વિષ્ણુનું મોહિની રૂપ અનુપમ સૌન્દર્ય છે. તેનાં અજબ આકર્ષણ! એ નાટકની તો પ્રધાન કલા છે. અસુરનો પરાજય, તે તેનાં પરાક્રમ છે. અમૃતનાં દોહન ને પાન, એ તેની સાર્થકતા છે. રસનાનો સ્વાદ શરીરને રસથી પોષે. સંગીત ને નૃત્યના તાલ, દેહના ભાન ભૂલાવે. તે આત્માને સહજ સમાધી આપે. હૈયાની સુરાવટ; રાગદ્વેષની રમઝટનાં નયનમાંથી ચમકાર; સર્વ અંગના

અભિનય; માનવીઓના અનુભવના મેળ; પ્રારબ્ધના ભોગ ને કર્મોના બંધન; કર્મયોગના વિજય; ભક્તિયોગના પ્રેમામૃત; ને જ્ઞાનયોગના રાજમાર્ગ; આ સહુ સાહિત્યના કલાદેહ છે.

શાસ્ત્ર ન પહોચે ત્યાં રંગભૂમિ પહોચી શકે. રંગભૂમિ તો કવિ, ચિત્રકાર ને નટ; સાહિત્ય, દૃશ્ય ને અભિનયનો ત્રિવેણીસંગમ છે. કુદરતની બહુ રૂપી બહુ રંગી માયાના સરલ અવતરણ માનવીઓને રંગે રમાડે. તે આંખને આંજે; મનને મોહ પમાડે. હૈયાને ભાવને હિંડાળે ઝૂલાવે. પગને તાલે નચાવે. શરીરને બંસીવશ નાગ સમા ડોલાવે. કલાધરની ત્રિપુટીનું મોહિની રૂપ પ્રગટે. અસુરના અમૃતકલશ દેવોને આપે. દેવોને અજર, અમર, બનાવે. વિલાસી કે શ્રમિત જીવ, સંગીત સાંભળવા, નૃત્ય જોવા, શૃંગારરસ ચાખવા આવે. તેને મીઠી માશુકની માફક શક્તિનાં પાન કરાવે. શરાબનાં નહિ પણ અમૃતના! કેફ સમજી પીયે ને શક્તિ પામે. ઝેર સમજી પીયે, પીવરાવે; ને અમર બને. સાહિત્યનો પ્રિયતમા માશુક રૂપે અવતાર. મોહિની રૂપનાં ઇન્દ્રજાળ ને અમૃતદાન. આ સંસ્કારી નાટક ને રંગભૂમિનાં પરમ લક્ષ્ય છે.

જનસમાજના હૃદયનો દેહ વિરાટ છે. તેની કવિતા બહુ રંગી છે. તે સરલતા ને સજીવનતા માગે છે, પૂજે છે, સ્વિકારે છે. આ સરલતા ને સજીવનતા, તે સાહિત્યની લોકપ્રિયતા. તે લોકસાહિત્ય. અને જનસમાજ જેવી કોઇ કસોટી નથી. કાળના પારખ પત્થર પર સાહિત્ય કસોટીએ ચડે છે.

એક એક ચિત્ર, એક એક ઘાટ, એ ચિત્રકાર કે ઘડનારનું, એક એક લક્ષ્ય છે. એક કૃતિ તે કવિની ભાવનાની મર્યાદાનું એક ફળ છે. તે એક ચિત્ર, એક ઘાટ જેવું, એક લક્ષીજ હોય. સમય, સ્થાન, ને સંકેતના સંગમ, એ વસ્તુના દેહ ઘડે. આ તેની એક કૃતિનો ચમત્કાર. એક કૃતિમાં કવિ તેની સર્વ શક્તિ, સર્વ કલા, ઠાલવતો નથી. એ તો તેની કલાનો અંશદેહ છે. ચિત્ર, મૂર્ત્તિ, કે પાત્રની સજીવનતા, તે કલાની સફલતા છે. કલા એટલે કુદરતનું નિરિક્ષણ ને અનુકરણ. માનવીનાં મહત્ સંકેતનાં સમજવાં, પામવાં, સાધવાં. કલાની શ્રેષ્ઠતા તો કુદરતની સામ્યતા છે. તે કલાનો વિજય છે. વ્યક્તિ ને વિરાટના યોગ! તે એકસાધના છે. તેનું ફળ તે કલા છે. તે સાહિત્ય છે. વ્યક્તિનાં

રંગરાગ, એટલે માનવીના મોહ ને શોક. વિરાટના યોગ, એટલે જીવનના રહસ્યની ઓળખાણ; અમર પ્રદેશમાં પ્રવેશ; નરની નારાયણી—દિવ્ય દૃષ્ટિ.

સ્ત્રીશક્તિના ભાવના ને ભાવ કૃતિમાં સ્પષ્ટ છે. સુગોચર સાહિત્યનો ઉપયોગ, અક્ષર, અભિનય, ને કલાદ્વારા, સમાજ કરે, તે તેનો આશય છે. સરલતા, સુંદરતા, ને સજીવનતા, એ એનાં સાધન છે. સરવાળે શક્તિ–ચેતના–જાગૃતિ, એ એની ચોટ છે.

સ્ત્રીશક્તિને કાળ ને સમાજની કસોટી પર છોડુ છું.

વેદાશ્રમ
વાલકેશ્વર મુંબઈ
જ્યેષ્ઠપૂર્ણિમા ૧૯૭૬
૧–૬–૧૯૨૦

મૂળજી કૃષ્ણ ભટ્ટ

# પ્રધાન પાત્ર

મહારાજા રામસિંહ: રામનગરનો વૃદ્ધ મહારાજા

વસંતકુમાર: રામસિંહનો પાટવી કુમાર

ઠાકોર સૂરસિંહ: રામનગરનો સામંત ને સેનાપતિ

શક્તિકુમારી: સૂરસિંહની પુત્રી

ચંદ્ર: સૂરસિંહનો પુત્ર

રૂપસિંહ: અંબાપુરીનો રાજા

કામિની: } રૂપસિંહની રખાત ચાહુદણ વેશ્યાની સંતતિ:
સુખદેવ: } બેનભાઈ

કામદેવ: અંબાપુરીનો એક ઠાકોર

મીઠી: } શક્તિકુમારીની દાસીઓ
ભમરી: }

કળાવતી: કામિનીની દાસી

રાજપાલ: રામનગરનો નગરશેઠ

નૌત્તમલાલ: રાજપાલનો પુત્ર

ગુણસુંદરી: રાજપાલની પુત્રી

સાચો: એક ભીલ ભક્તરાજ

ચંદા: સાચાની ધર્મપુત્રી

શૂરો: સાચાભક્તનો ભાઇ ભીલગણનો નાયક

ઉકો: પ્હેલવાન ભીલભક્ત

ગાંડીમા: ઉકાની મા

બરછીઓ: તીરબાજ ભીલબટુક

શંકરલાલ: } ભૂતનાથ મહાદેવના પૂજારીઓ
વિજયાપ્રસાદ: }

# મંગલાચરણ

સ્થળકાળ: સાગરતીરે ટેકરી પર પ્રભાત

[ કુમારિકાઓ ફૂલ અને કુમકુમનો થાળ લઇ ઉષાપૂજન કરે છે ]

કુમારિકાઓ:

[ સંગીત ]

આશાનાં નૂર ને શ્રદ્ધાનાં પૂરની
ઉષા જાગી, ઉષા જાગી;
જાગો, જાગો, ઝીલનારી હો! બ્હેન!
ઉષા જાગી, ઉષા જાગી: આશાનાં

આશાની ઉષાની ચેતનચતુરા શી
ચમકતી, ઝમકતી, નવ બીજ જાગી;
જાગો, જાગો, ઝીલનારી હો! બ્હેન!
ઉષા જાગી, ઉષા જાગી: આશાનાં

સાજનીયે સોહંતો આવે બાલાર્ક,
મનમહાજન જગતંત્રીએ ગાયત્રી ગાય;
શુદ્ધિના પ્રલયના પ્રણયભાનુના
સુવર્ણસુધાના ઉભરે રે મેઘ:

જાગો, જાગો, ઝીલનારી હો! બ્હેન!
બ્રાહ્મઘડીનાં રે મોંઘેરાં મૂલ:
જાગો, જાગો, ઝીલનારી હો! બ્હેન
ઉષા જાગી, ઉષા જાગી: આશાનાં૦

કુમારિકા પહેલી: બ્હેન! આ જગતને જગાડતી ઉષા; મોક્ષની મંગળ પ્રભાત; તેને ફૂલડે વધાવો.

[ ફૂલથી વધાવે છે ]

કુમારિકા બીજી: ઓ! કલ્યાણમૂર્તિ! જગત્ તારા અનેરા ઓજમાં સ્નાન કરે છે. આ મોંઘી બ્રાહ્મઘડી; આ પરબ્રહ્મને પામવાની પળ!

કુમારિકા પહેલી: આ મંગળ મુહૂર્તનાં વેદોએ ગાન ગાયાં છે. ઓ સોનાના સૂરજ દેવની સારથી! બ્રહ્મબાલે! પવિત્ર ગાયત્રીજપની પવિત્ર ઘડી! જો! જો! બ્હેન! ઉષા જાગી ને જગતે જાગ્યું.

કુમારિકા બીજી: બ્હેની! આંખ ઉઘડે ને દેહ જાગે. પ્રાણ ઉઘડે ને જીવન જાગે. દેહ ને પ્રાણને જગાડતા આ મંગળ પ્રભાતને વધાવો. આ મંગળ મૂર્તિને હૈયાના મંદિરમાં સ્થાપો; આત્માના સૂરજને જગાડો; જીવનને કર્તવ્યભૂમિકા પર થનથન નચાવો.

કુમારિકા પહેલી: રાત્રી ગઇ. દિવસ આવે છે. સુતાં હોય તે જાગે છે. જ્ઞાનનો સૂરજ ભભૂકે છે. અજ્ઞાનની અમાસ રાત્રી અદૃશ્ય થાય છે. આ સૃષ્ટિના ખેલમાં મોહમાયાની રાત્રીનો અંધાર ને જ્ઞાનજ્યોત સૂરજનો પ્રચંડ ભભૂકતો પ્રકાશ સતાંકુકડી રમે છે. પુણ્યશાલી આત્મા જાગતો રહે છે ને જગત્‌ને જગાડે છે.

કુમારિકા બીજી: હા! બ્હેન! જગત્ સુવે છે ત્યારે જોગીઓ જાગે છે એ તો છે શ્રી ગીતાજીનું વચન. પણ, બ્હેન! જગત્‌ને જગાડતી ઉષા અત્યારે મંગળ હાસ્ય કરે છે. આ મંગળ મૂર્તિ ઉષા સમી કલ્યાણકારી જગત્–નન્દની એક પરમ સ્ત્રીજ્યોતિનું નાટ્ય આપણે આજ યોજવાનું છે.

કુમારિકા પહેલી: કયા પુરાણ કે ઇતિહાસની વસ્તુ તે છે?

કુમારિકા બીજી: બ્હેન! તે પ્રેરક વસ્તુ શ્રીયુત્ મૂલજી દુલભજી વેદના મનોરાજ્યની એક મંગળ રચના છે. જગત્‌ને જગાડતી ગુલાબરંગી ઉષા સમી આશા, શ્રદ્ધા ને શક્તિના સાગર સમી શક્તિકુમારી અનેકનાં જીવન જગાડે છે; મોહમાયાની રાત્રીને દૂર કરે છે; નિરાશાના અંધારમાં આશાનો દિવો પ્રગટે છે. ધર્માત્માઓને ધર્મક્ષેત્રે, કર્મક્ષેત્રે પ્રેરે છે. અનેક જીવોની તે સારથી, ગુરૂ બને છે; અનેક ભૂલેલા જીવોનો ઉદ્ધાર કરે છે; અનેક પ્રાણમાં નવજીવન જગાડે છે.

કુમારિકા પહેલી: પવિત્ર જગદમ્બાની પવિત્ર સ્ત્રીશક્તિ શું ન કરી શકે? તેજ જ્યોતિ ક્ષમાની મૂર્ત્તિ દયાની દેવી, આશાની ઉષા, ધર્મની આરતી ને સ્વર્ગની બંસી છે. તો, બ્હેન! આ નાટકનું કંઇ વસ્તુસૂચન?

કુમારિકા બીજી: વસ્તુનો ધ્વનિ તો તને કહ્યો. વિશેષ સૂચનની શી જરૂર છે! જેમ મોગરા કે કેવડાના એક દળ પછી બીજું દળ પ્રત્યક્ષ થાય છે; જેમ રંગ બેરંગી વાદળાંઓ પાછળ વાદળીઓની પરંપરા પ્રગટ થાય છે; જેમ સમુદ્રના મોજાંઓની હારમાળા અખૂટ ઉઠ્યા કરે છે; તેમ આ વસ્તુનો એક પછી એક પ્રવેશ અનેક વિચિત્રલીલાના ચિત્રપટ જેવો આંખ આગળ ખડો થાય છે. આંખને દૃશ્ય સુચનદ્વારા ને કાનને અનેક મંત્રદ્વારા જાગ્રત કરે છે. જીવને અનેક સંદેશા આપે છે. તો, જો, અમૂલ્ય સમય વિશેષ ન ગાળતાં તુંજ મારી સાથે આ વસ્તુ દર્શન કાજે ચાલ.

કુમારિકા પહેલી: ક્યાં ચાલું?

કુમારિકા બીજી:

[ સંગીત ]

સરિતાતટ પનઘટ નિકટ, ઘટઘટ જુદા રંગ!
મદ, માયા ને મોહિની, કામિનીકામપ્રસંગ!

[ દૃશ્યનું રૂપાન્તર ]

પનઘટ

# પ્રવેશ ૧

**સ્થળ: અંબાપુરીમાં અંબાનદીનો પનઘટ.**

[ ઘાટપર કુંજો. કાંઠે એક મોટું મંદિર. સાધુઓનાં ઝુપડાં. કપડાં ધોતાં નાતાં સ્ત્રીપુરૂષો. નજર કરતા કામીઓ. રમતા છોકરાઓ. દર્શન કરવા જતા ભાવીકડાઓ. રૂદ્રી કરતો બ્રાહ્મણ. ધૂણી પર ખાખી બાવો. વિગેરે. ]

**બાવો:** બમ્, બમ્, બમ્, મહાદેવ!

**બ્રાહ્મણ:** ભોળાનાથની જે! ભોળાનાથની જે!

[ એક બાજુ શક્તિકુમારીની ને બીજી બાજુ કામિનીની દાસીઓ પાણી ભરવા ઠુમકે ચાલતી, ગાતી આવે છે. ]

**સુંદરીગણ:**

[ સંગીત ]

પનઘટ ચાલી પનિહારીની હાર રે,
રૂમઝુમ રણકે રે પાય ઝાંઝરડી.
નયણાંના નૃત્ય, કમલમુખ મલકે ને
હેલે કટિકેસરીની કેલિ રે;
નવરંગ ચુંદડી ગુમાન ભરી ઝમકે,
ઝલે રૂપ, રંગ, રસની શી હેલિ રે;
રૂમઝુમ રણકે રે પાય ઝાંઝરડી: **પનઘટ૦**

નવેલી નાર, નવાં નાનકડાં બેડલાં,
નાનાં ભીંજે નવ નીરમાં પાગરે;
ઝરમર ઝીણી ફોરમ રંગ ફોરે,
બાલરાણીઓના પમરે પરાગ રે;
રૂમઝુમ રણકે રે પાય ઝાંઝરડી: **પનઘટ૦**

શ્યામા ચડાવે સહિયરને બેડલું,
નયણે મારે મર્મોના માર રે;
મદમસ્ત મંદ મીઠાં મરકલડાં કરતી
હાલે ઝોલે હાથણીની હાર રે;
રૂમઝુમ રણકે રે પાય ઝાંઝરડીઃ પનઘટ૦

**મીઠી**: બેન! હવે તો હૈયે ઘર ચઢ્યું છે.

**શક્તિકુમારીની બીજી દાસી**: હું! હું! ઘર ચડયું છે કે ઘરવાળો, મીઠીબાઇ?

**મીઠી**: સહુ જલદી કરો. બા હમણાંજ સધાવવાનાં છે મામા સાહેબ ને ત્યાં.

**કળાવતી**: મારા તો હાથ પગ હાલતા નથી.

**કામિનીની બીજી દાસી**: અંબાપુરીની હાર થઇ તેમાં તારા હાથ પગ હાલતા નથી. જાણે હોયને અંબાપુરીની રાણી!

**કામિનીની ત્રીજી દાસી**: કળાવતી પર તો કામનીબાના ચારે હાથ છે.

**મીઠી**: જરા બેડું ચડાવને!

[ શક્તિકુમારીની બીજી દાસી મીઠીને બેડું ચડાવે છે. મીઠીનો ધક્કો કળાવતીને લાગે છે. કળાવતીનું બેડું ઢળે છે ને ચીર ભીંજાય છે ]

**કળાવતી**: અરે! મારૂં બેડું ઢોળ્યું! મારી કોરી ચુંદડી!

[ ચુંદડીનો છેડો નીચોવે છે. ]

**મીઠી**: માફ કરજો! ખબર ન રહી.

**કળાવતી**: આંખ છે કે?

**મીઠી**: કહું છું, જે માફ કરો.

**કળાવતી**: માફ શું કરે? મારૂં માથુંએ ફૂટયું ને ચીરે ભીંજયું.

**મીઠી**: ભીંજયું, ન ભીંજયું નહિં થાય. કોઇએ કંઈ જાણીને કર્યું નથી.

**કળાવતી**: જાણીને નથી શું કર્યું. લે હું પણ તારા પર બેડું ઢોળું. બેડું તારૂં માથું ફોડું ને કહું જે અજાણતાં થયું.

**કામિનીની બીજી દાસીઃ** ચાલો! જવા દો, હશે.

**કળાવતીઃ** જવા શું, જવા શું દે? હું તો જાણું છું, **રામનગરની રાંડોજ એવી.**

**મીઠીઃ** બહુ થયું હવે–

[ કળાવતીના છેડાને અડતાં કળાવતીનો છેડો નીકળી જાય છે ]

જીભને વશ રાખો, મીજાજને હાથમાં રાખો.

**કળાવતીઃ** અરે! મારો છેડો ખેંચ્યો! ઠીક છે! ઠીક છે!

[ શક્તિકુમારી દાસીઓ તથા અનુચરો સાથે પ્રવેશ કરે છે
મંદિરમાં દર્શન માટે જાય છે ]

**શક્તિકુમારીની એક દાસીઃ** બા પધાર્યાં!

**કળાવતીઃ** હાથજ ભાંગેલાં! મારૂં સોનેરી સેલું!

**મીઠીઃ** જરા વિવેક રાખો, મોટું મન રાખો.

**કળાવતીઃ** તેં! જાણીને કર્યું છે, હા તેં જાણીનેજ કર્યું છે.

**મીઠીઃ** પણ હવે છે શું?

**કળાવતીઃ** છે શું? છે શું? હું તને કોરી નહિં જવા આપું. પોષ માસની ટાઢમાં તને તળબોળ નવરાવું.

[ કળાવતી મીઠીના આડી માર્ગ રોકી ઉભી રહે છે. ]

**મીઠીઃ** કૃપા કરી દૂર ખસો, મર્યાદા રાખો.

**કળાવતીઃ** જુવોને મર્યાદા શિખવવા વાળી.

**મીઠીઃ** અતિમાં સાર નથી હો!

**કળાવતીઃ** હા! હા! અતિ, અતિ તો તેં આદર્યાં છે ને જતિ જેવી બગલી જણાય છે.

**મીઠીઃ** ત્યારે ધાર્યું છે શું?

**કળાવતીઃ** તને ભીંજવીશ, તારૂં ચીર ભીંજવીશ, તારૂં માથું ભાંગીશ, તારો છેડો ખેંચીશ—

**મીઠીઃ** હું! હું! ઠીક છે.

[ દમામદાર કામિની દાસીઓ સાથે આવે છે ]

**કળાવતીઃ**

[ રડતી ]

બા! બા! જુલ્મ છે. આ તે મારૂં અપમાન કે આપનું?

**કામિની:** શું છે ?

**કળાવતી:** જુવો ! બા ! આણે મારૂં બેડું ઢોળ્યું, ચીર ચોળ્યું, મારૂં માથું ભાગ્યું, મને ટાઢી કરી ને વળી મારો છેડો ખેંચ્યો !

**કામિની:** તો, તું પણ તેનું માથું ફોડ. બેડું ઢોળ, ટાઢી કર, છેડો ખેંચ—

**મીઠી:** કુમારી ! અજાણ્યે આપની દાસીનું બેડું ઢોળાયું છે. અમે તેની માફી પણ માગી છે. હશે, જવા દો !

**કામિની:** કળાવતી ! જુવે છે શું ? છોકરી ! હું, તને કોરી તો નહિ જ જવા દઉં.

**મીઠી:** ખબરદાર કુમારી ! તમે જાણો છો, અમે કોણ છીએ ?

**કામિની:** કમબખ્ત ખવાસણ ! તું મને દબાવે છે? હું જાણું છું તમે કોણ, કોણ રાંડો છો તે—

**મીઠી:** બાઇ ! કહું છું જે અતિમાં સાર નથી.

[ કામિની મીઠીના સામી રૂવાબમાં ખડી રહે છે. શક્તિકુમારી મંદિરમાંથી દાન દેતી આવે છે. બ્રાહ્મણો તથા ભિક્ષુકો તેની જય મનાવે છે. ]

**બ્રાહ્મણો:** બા સાહેબનો જય ! શક્તિબાનો જય !

**બ્રાહ્મણ:** આ તો જાણે સાક્ષાત્ જગદંબા—

**શક્તિકુમારીની એક દાસી:** બા સાહેબ ! અંહિતો કાગનો વાઘ કરી બેઠાં છે. વાત મારામારી પર આવી છે. મીઠીએ અજાણતાં એમની દાસીનું બેડુ ઢોળ્યું. એમને તો સાઠમારી માંડવી છે.

**શક્તિકુમારી:** તમે છો રાજપુત્રી. વિનય રાખો. તમારી દાસીઓને વિવેક શીખવો. મર્યાદા, મોટું મન, ને વિવેક એ સ્ત્રીઓના શણગાર છે. છોકરીઓ ! રજનું ગજ ન કરો. સહુ સહુને માર્ગે જાવ.

**મીઠી:** બા ! આ બાળાઓને તો મારામારી કરવી છે. મારૂં બેડું ઢોળવું છે, ચીર ચોળવું છે, માથું ફોડવું છે, છેડો ખેંચવો છે.

**શક્તિકુમારી:** મીઠી ! ચૂપ રહે, રસ્તે પડ. કુમારી ! હવે અંબાપુરીના અંધેર અસ્ત પામ્યાં છે. અંબાપુરી પર હવે મહારાજ રામસિંહનો વિજય વાવટો ફરકે છે. મારામારી કરશે તે સજાને પાત્ર ઠરશે. પણ મોટું મન રાખો, જતું કરો.

[ દાન દેતી જાય છે ]

**કામિની:**

[ વાંકું મુખ કરી કાટકા ફોડી ]

જાણે સિદ્ધની પુતળી!

કળાવતી! પકડ આ છોકરીને; ઝાલ તેનો ચોટલો. હું તેને નવરાવું છું. ચાલો! ચાલો! અરે રાંડો! કેમ ખસતી નથી?

[ કામિનીની દાસીઓ હાથ જોડે છે. ]

**કામિનીની એક દાસી:** બા!

**કામિની:**

[ તેને તમાચો મારી ]

જારે રાંડ ઉંદરડી!

[ મીઠીનો હાથ પકડે છે તે પર મુકી મારે છે ને
મીઠીની બંગડીઓ ભાંગે છે ]

**એક વાણીયો:** એ! કામનિબા! એ કામિનીબા! રવાડીયો, આ ક્યાં જાણીને કડયું છે. આ અજાણતાં બેડું ઢોળાયું ને અડતાં છેડો છૂટી ગયો. ક્યાં ભાયડે છેડો ખેચ્યોં છે. હેં! વળી આ જીતવાળાં છે, જીતવાળાં. મોટા સાથે વેર ન કરીએ. હડીમડી ચાલીએ. હા! આઆઆ!

**કામિની:** મરને મુવા!

[ વાણીયાની પાઘડી પાડે છે ]

**વાણીયો:** માફ કરજો, બાઆઆ!

**મીઠી:** કુમારી! ખબરદાર! તમે નથી જાણતાં, તમેજ મર્યાદા છોડાવો છો.

**કામિની:** બસ, મારી દાસીનું ચીર! હું વેર લઇશ. હું તને કોરી જવા નહિ આપું. ચાલો છોકરીઓ ઉભી શું રહી છો!

**મીઠી:** એક વાર ફરી—

**કામિની:**

[ કળાવતીનો છેડો બતાવી ]

તેં આ ચીર ભીજવ્યું. આ છેડો ખેંચ્યો. હું તને ભીજવું. મારી દાસીના ચીરથી બાંધુ. તારૂં માથું ફોડું.

[ મીઠીને મારવા જાય છે ]

**મીઠી:** ખબરદાર! શક્તિકુમારીની દાસી આટલી બેહુદાઇ સહન નહિં કરે. ઘણી થઇ. છોકરીઓ! ચલાવો.

[ કામિની કળાવતીનું ચીર ઉતારે છે. શક્તિકુમારીની દાસીઓ કામિનીને પકડે છે, ચીર લઇ લેછે અને કામિનીને બાંધે છે. ખેચતાંણ કરતી કામિની ઉગ્ર મુખમુદ્રા કરે છે. પડદામાંથી કામદેવ ડોકયું કરે છે ]

**વાણીયો:**

[ કામદેવને ]

જો! ટારી કામની!

[ કામદેવનો વિસ્મય. કામિનીની ઉગ્ર મુદ્રા. તેની દાસીઓની નાસીપાસી. શક્તિકુમારીની દાસીઓનો રૂવાબ, લોકોનો વિસ્મય, રૂદ્રી કરતો બ્રાહ્મણ ઉભો થાય છે. બાવો ચીપીયો ઉંચો કરે છે. મંદિરમાં શંખનાદને આરતી ]

[ ટેબ્લો ]

# પ્રવેશ ૨

સ્થળ: અંબાપુરીમાં ઠાકોર સૂરસિંહનો શણગારેલો ડેરો.

**સૂરસિંહ:** ઠાકોર! બીજું બની શકે તેમ નથી; લાચાર છું.

**રૂપસિંહ:** ઠાકોર સાહેબ! આપને મારી ફરી અરજ છે. આપ વિચાર કરી જુવો. મારા પર કૃપા રાખો. ઠાકોર સાહેબ! હું આપનો ઉપકાર નહિ ભુલું.

**સૂરસિંહ:** મેં ઘણો, ઘણો આગલો પાછલો વિચાર કર્યો. **અંબાપુરીની** જુની કથા, **અંબાપુરીનાં** અન્યાય ને અંધેર! **રામનગર** સાથેનો તમારો વિશ્વાસઘાત! ડગલે, ડગલે, જુના કોલકરારોનો ભંગ! છેવટનું ભયંકર યુદ્ધ! **રામનગરને** લક્ષ્મી ને લશ્કરની અખૂટ ખોટ! બસ, બીજું બની શકે તેમ છેજ નહિ. મેં **મહારાજા** શ્રીને પેગામ પણ મોકલ્યો છે. **અંબાપુરી** ખાલસા કરવામાં આવશે. ઠાકોર! તમારે **રામનગરમાં** રાજકેદી તરીકે શેષ આયુષ્ય ગાળવું પડશે.

**રૂપસિંહ:** ઠાકોર સાહેબ! જરા મીઠી નજરે રાખો. વનો વેરીને પણ વશ કરે. મારે મન તો આપજ મહારાજા છો. **રામનગરનું** રાજ્ય ને ખુદ મહારાજા **રામસિંહ** આપના નામે ધ્રૂજે છે; આપની મોરલી પર નાચે છે; આપના જીવાડ્યા જીવે છે.

**સૂરસિંહ:** હું તે સહુ જાણું છું. પણ, તમારૂં શું કહેવું છે?

**રૂપસિંહ:** ઠાકોર સાહેબ! મારૂં માનશો? હું આપનો તાબેદાર છું. **રામનગરના** આપ મહારાજા બનો; મારી મદદ લ્યો.

**સૂરસિંહ:** ઠાકોર! બસ કરો. સૂરસિંહ લાંચ લેશે નહિ, ફૂટશે નહિ. **રામનગરનું** રાજ્ય મારે જોતું હોય તો હું તે એકજ ક્ષણમાં મેળવી શકું તેમ છું. પણ મને એવો બેહદ રાજલોભ નથી. મહારાજાનો હું વફાદાર સામંત છું. તેમનો વિશ્વાસપાત્ર છું. તમે હવે એવું ન બોલતા ફરી હો!

રૂપસિંહ: માફ કરો મહેરબાન ! ઠાકોર સાહેબ! પણ મારા પુત્રનો હક રદ કેમ થાય ?

સૂરસિંહ: અંબાપુરીની પ્રજા અન્યાય ને અંધેરના મહાસાગરમાં ડુબેલી છે. તેને તારવા સુખદેવમાં શક્તિ નથી, વિદ્યા નથી. તે તમારી પરણેલી પત્નિથી ઉત્પન્ન થયેલ સંતતિ નથી. તમારી એક ચાહુદણ રખાત વેશ્યાનો પુત્ર રાજગાદીનો વારસ થઇ શકશે નહિ. મહારાજા ધર્મચુસ્ત છે, શુદ્ધ ક્ષત્રીવટવાળા છે.

રૂપસિંહ: એ તો જૂલ્મની વાત છે. યવન સ્ત્રીથી ઉત્પન્ન થયેલી સંતતિ ગાદીવારસ થયેલ છે. ઠાકોર સાહેબ! સહુ આપને હાથ વાત છે. આપ બચાવો તોજ બચું તેમ છું.

સૂરસિંહ: સૂરસિંહનો નિશ્ચય ફરી ફરી ફરતો નથી.

રૂપસિંહ: આપ ધારો તો—

સૂરસિંહ: ઠાકોર! તમારા જેવા દુશ્મનને તો મૂળમાંથી દાબી દેવામાં જ સાર છે. તમારી જુની કથા ! શામનગરને તમારા તરફથી બેહદ રંજાડ થઇ છે. શામનગર તમને વિશેષ છૂટ આપે તો તેનેજ ભોગવવું પડે

[ લશ્કરી સુબેદાર પ્રવેશ કરી સલામ કરે છે ]

સુબેદાર: નામદાર ! કુમાર સુખદેવ ને ઠાકોર કામદેવ હાજર છે.

સૂરસિંહ: આવવા દ્યો.

[ સુબેદાર સલામ કરી જાય છે. કામદેવ ને સુખદેવ કંઇ ડરતા, સલામ કરી ઉભા રહે છે ]

સૂરસિંહ: જુવો ઠાકોર ! તમે ત્રણે બાજુના તંબુમાં જઇ મસલહત કરો. મેં કહ્યું તેથી ઓછું વધુ બીજું થઇ શકે તેમ નથી; અને, તમે ત્રણે મારી સાથે શામનગર આવવા તૈયાર થાવ.

[ ત્રણે બીજા તંબુમાં જાય છે ]

કીર્ત્તિને શિખરે ચડયો છું. મારે પગલે ને ડગલે વિજય છે. રૂપસિંહ કહે છે તેમ શામનગરને, મહારાજયને એક જ ફૂંકે ઉડાવવા મારામાં તાકાદ છે. સૂરસિંહનાં સત્તા ને શૌર્ય ગજબ છે.

[ અભિમાનમાં મુંછ મરડે છે ]

**મીઠી:**

[ પડદામાં ]

બાપુ કયા ડેરામાં બિરાજે છે?

[ મીઠી, બાંધેલ કામિની, કળાવતી વિ. દાસીઓ આવે છે ]

**સૂરસિંહ:** આ શું! આ કોણ?

[ કામિની સામો તીરછી નજરે જોઇ રહે છે. કામિની બેપરવાઇ ભરી મુખમુદ્રા કરી કામકળા ભર્યું કામણ દાખવે છે ]

**મીઠી:** બાપુ! આ **અંબાપુરીનાં** રાજકુમારી! **અજાણ્યાં અમારાથી** તેની દાસીનું બેડું ઢોળાયું. અમે તેમની માફી પણ માગી. પણ બાઇએ તો મારામારી માંડી. ન છૂટકે છેવટ તેમને આ પ્રમાણે બાંધી લાવવા પડ્યાં છે.

**સૂરસિંહ:**

[ કામિની તરફ તીરછી નજર કરતો ]

**મીઠી**! **અંબાપુરી** અંધેરી નગરી છે. **અંબાપુરીના** રાજકુટુંબના તોફાન ને ત્રાસ જાણીતા છે. તેં ઘણું યોગ્ય કર્યું કે આ કુમારીને અંહિ લાવી. તેમને પણ બરાબર ઈનસાફ મળશે. કેમ, કુમારી! તમે આટલી બધી બેહુદાઇ શા માટે કરી?

[ કામિની ઉત્તર આપ્યા વગર વિચિત્ર ક્રોધવાળાં નેત્રોની રતાશ દાખવતી બીજી બાજુ જુવે છે ]

**મીઠી**! **અંબાપુરી** મદ ને મોહની ભરી છે. તેનાં મદઘેન ઉતારવાંજ પડશે. આ તોફાની કુમારીને તું અત્રે લાવી તે માટે તને સો સોના મહોર ઇનામ આપું છું. તમે સર્વ દાસીઓ બહાર જાઓ. હું ઠાકોર રૂપસિંહને બોલાવી આ કુમારીને રાહપર લાવું છું. તે માનુનીના મદ ઉતારૂં છું.

[ દાસીઓ બહાર જાય છે ]

[ સ્વગત ]

અંગેઅંગ અનંગ! રૂપનો ભંડાર! મોહનો મહાસાગર! જાણે સાક્ષાત્ ઉશ્કેરાયેલી રતિની મૂર્ત્તિ! એ, આ મદિરાક્ષીના નયનનો કેફ મારા મસ્તકને ભમાવે છે. આ તેનો નાગણુ જેવો કેશકલાપ! ભાલે ગુલાબી અર્ચા! ગાલ તો જાગેલાં ગુલ; હોઠ જાણે ગુલની પાંદડીઓ; કંઠ તો ગુલછડી સમો! પયોધરો જાણે ગુલના ગોટા! કટિ જાણે ગુલની છાબ!

[ સૂરસિંહ કામિની સામું જુવે છે. કામિની શરમાતી, નીચું
જોતી ધરતી પગથી ખણે છે ]

શું મારી કીર્તિની વરમાળ સમી આ વરાંગના વિધિએ અત્રે પાઠવી?

[ પ્રકાશ ]

રૂપસિંહ ઠાકોર!

[ રૂપસિંહ ઠાકોર ઉતાવળે પગલે આવે છે. કામિનીની
દશા જોઈ વિસ્મય થાય છે ]

ઠાકોર! આ તમારાં પુત્રી?

રૂપસિંહ: જી.

સૂરસિંહ: ઠાકોર! આ તમારી પુત્રીએ અમારી દાસીઓને બહુજ રંજાડી છે. તેમની મમતાને તેમણે મારામારી સુધી વધારી તેમને અત્રે આ સ્થિતિમાં લાવવા વગર છૂટકો ન હતો. કહો, ઠાકોર! રામનગરના વિજયવંત સેનાપતિની કુંવરીની દાસીઓ સાથે મારામારી માટે તમારી કન્યાને હું શું સજા કરૂં?

રૂપસિંહ: ઠાકોર સાહેબ! તે બાળક છે; લાડકવાઈ છે; સ્ત્રી જાત છે; છોકર મત છે.

સૂરસિંહ: નહિ, નહિ, ઠાકોર! તમારી પુત્રી તમારા જેવીજ ગુમાની લાગે છે.

રૂપસિંહ: તો, ઠાકોર સાહેબ!

સૂરસિંહ: હું તમારી પુત્રીને સખ્તમાં સખ્ત સજા કરીશ. તેને જન્મ-પર્યંત કેદ કરીશ.

રૂપસિંહ: ઠાકોર સાહેબ!

સૂરસિંહ: જુવો, રૂપસિંહજી! તમે મારાં મન ને માન સાંચવશો?

રૂપસિંહ: ઠાકોર સાહેબ! હું તો આપનો ગુલામ છું.

સૂરસિંહ: તો આ આપનું રત્ન મને સોંપો. હું તેને મારી રાણી બનાવીશ. મારા હૃદયની તે મહારાણી થશે. મારા હૈયાના કીલ્લામાં તે સદાને માટે કેદી રહેશે.

રૂપસિંહ:

[ વિચાર કરી ]

જી, ઠાકોર સાહેબ! આનંદની વાત તે, તો;
પણ, ઠાકોર સાહેબ! અંબાપુરી—

**સૂરસિંહ:** અંબાપુરીની સ્વતંત્રતા જાળવી રાખવામાં આવશે, પણ તે શામનગરના ખંડીયા રાજ તરીકે. સુખદેવકુમારને પણ રાજ્ય કાયદેસર વારસ કબુલ કરશે.

રૂપસિંહ: ઠાકોર સાહેબ! આ તો બેવડો ઉપકાર. આમાં ફક્ત ઠાકોર કામદેવની હા લેવાની જરૂર છે. કુમારીનું સગપણ તેમનાથી થઇ ગયું છે. લગ્નની તૈયારી પણ ચાલતી હતી, પણ—

**સૂરસિંહ:** યુક્તિ-જુક્તિના ભંડાર, કાવા દાવાના સરદાર ઠાકોર! તે સંમતિ મેળવતાં તમને શું વાર!

રૂપસિંહ: હું હમણાં તેની સંમતિ લાવું છું. કામદેવના મુખથીજ હા કહેવરાવું છું.

[ જાય છે ]

**સૂરસિંહ:**

[ કામિની પાસે જઈ ]

એ સુંદરી! હું તારા બંધ છોડું છું.
તારા બાહુપાશમાં સદાનો કેદી થવા ચાહું છું.

[ કામિનીના બંધ છોડે છે. રૂપસિંહ ને કામદેવ સાથે વાત કરતા આવે છે ]

રૂપસિંહ: કામદેવજી પણ આપની ઇચ્છાને આધિન છે. કેમ કામદેવજી?

**કામદેવ:** જી, હા.

**સૂરસિંહ:** કુમાર સુખદેવ અને ઠાકોર કામદેવને હુ મહારાજ્યની સેનામાં માનકરીના હોદા આપું છું. બન્ને હમણાં પધારો ને નવા અખત્યારે ચડવા સવારના આવો.

**કામદેવ:**

[ નમી ]

હું નામદારનો આભારી છુ.

[ સલામ કરી જતાં કામિની તરફ છૂપો કટાક્ષ મારતો જાય છે ]

રૂપસિંહ: ઠાકોર સાહેબ ! હવે અમને આજ્ઞા આપો. આપ કહો તે દિવસે લગ્ન રાખીશું.

સૂરસિંહ: સારા કામમાં સો વિઘ્ન. ઠાકોર ! ધામધુમની જરૂર નથી. હું તો અત્યારેજ ગાંધર્વલગ્નથી તમારી કન્યાને સ્વિકારીશ. ઠાકોર! તમે કન્યાદાન આપી વિદાય થાવ અને અમારી સાથે રામનગર પધારવા તૈયારી કરો.

રૂપસિંહ: ઠાકોર સાહેબ! આપતો બહુજ ઉતાવળા બધા કામમાં; પણ જેવી આપની ઇચ્છા.

[ સૂરસિંહ ને કામિનીનો હસ્તમેલાપ કરે છે ]

પુત્રી કામિની!

હું આજે તને રામનગર મહારાજ્યના સ્તંભ શૂરવીર સૂરસિંહજીને આપુંછું. બેટા ! તેમનું રાજભવન શોભાવજે. તેમને સુખી કરજે. દયાળુ ભગવાન આ જોડલીને અમર રાખો. ઠાકોર સાહેબ ! વિશેષ ધામધુમ નહિ તો આ લગ્નપ્રસંગે કાલે હું અંબાપુરી સમસ્તને ભોજન આપીશ. આપના લગ્નનો લ્હાવો તો લોકને પણ લેવા આપો. કાલે મારા દરબારમાં નાચરંગ રાખીશું.

સૂરસિંહ: જેવી તમારી મરજી.

રૂપસિંહ: હવે મને આજ્ઞા આપો. પુત્રી ! સુખી થા.

[ જાય છે ]

સૂરસિંહ: પનઘટ પર મદમસ્તીના ખેલખેલી અહિં કેદી થઇ આવ્યાં. સુંદરી! મને અજીત સેનાપતિને કામબાણે જીત્યાં. થાકયાં હશો હવે. અય! સુંદરી ! પધારો શયનગૃહમાં ને તમારા શ્રમને ઉતારો.

[ તેના મુખને અડે છે ]

કામિની:

[ મલકાતી શરમાતી ]

વાહજી વાહ ! આપ મને આજે શ્રમ ઓછો કરવા શૃંગારશાળામાં તેડો છો ! વાહરે જૂઠા !

સૂરસિંહ: અંગેઅંગ તારા જોતાં કેફ મને ચડયો છે કારમો. ઓ મદમસ્ત માનુની ! શૃંગારક્ષેત્રમાં આપણા દંદ્વયુદ્ધ થવા દે. ચાલ, પ્રિયે !

કામિની: રાજ ! મારૂં છે એક વ્રત, એક કોલની માગણી. તે પછીજ હું આપના શયનગૃહમાં આવી શકું. જુનું જુનું ને મનગમતું તે છે મારૂં વ્રત.

સૂરસિંહ: શું છે તે તમારૂં વ્રત !

કામિની: મારો પરણ્યો મને કોલ આપે કે મારી ઇચ્છા પ્રમાણે તેણે કીર્તિના કોટ જીતવા. મને છે મોટા મોટા અભિલાષ. કીર્ત્તિ ને વિજયની અપાર સરણી પર હું ચડાવું તેટલો ચડે. મારૂં માને; એકનો બે ન થાય.

સૂરસિંહ: લે, લે, નાજની આ કોલ! તને કીર્ત્તિ વ્હાલી છે. તે તો મારી પટરાણી છે, તારી શોકય છે.

કામિની: એવી શોકય તો મને ગમશે.

સૂરસિંહ: તો, બસ. હવે પધારો. અહો! આજે અનન્ત કાળનો શ્રમ ઉતરે છે. ઓ મારી કીર્ત્તિની કમાણી; મારા હૈયાની મહારાણી ! આજ તો—

[ સંગીત ]

સહુ ફિકરની ફાકી કરી, દિલમસ્ત આજે ડોલતું;
નાજુક પરી ! મુજ મન ઠરી,
બસ, ઘુંઘટપટને ખોલ તું.
નયણે નયન મીલાવી, જો !

કામિની: મુજ નયનમાં તારી છબી.
સૂરસિંહ: તુજ આંખડીની આરસીમાં ઓળખી મારી છબી.
અધરે અધર અડકાવી પીશું,
કામિની: પાશું દિલની મોહિની.
સૂરસિંહ: બસ! છાતી ધડકે છાતીથી,
કામિની: છતી કરે દિલરોશની.
સૂરસિંહ અય! અજબ ઘડી ઓ નાજની!
કામિની: છે અજબ ઘડી આ આજની.
સૂરસિંહ: જે આજની તે કાજની.
કામિની: હું આજથી આ રાજની.

# પ્રવેશ ૩

સ્થળ: યમુનાજીને તીર આસોપાલવની કુંજમાં ફૂલબાગ.

[ કુંજકુંજમાં જુદી જુદી રીતે આડી પડેલી, ઉભી રહેલી ને વેલિઓનાં હિંચકા પર સખીઓ સહિત વૃક્ષની ડાળપર શક્તિકુમારી ]

**શક્તિકુમારી અને સખી મંડળ:**

[ સંગીતરાસ ]

મીઠી મંજરી મલકાતી મધુવનમાંરે લોલ;
પરમ પ્રાણના પટે પૂર્યાં પરાગ, મહાભાગ:
હલા હીંચે હરિયાળીને હિંચકે રે લોલ.

ક્યારે, ક્યારે છે કેતકીના કુંજ કેરી બહાર;
માંહે મંજુલ મીઠા ગુંજાર, પ્રિયસાર:
હલા હિંચે હરિયાળીને હિંચકે રે લોલ.

કુંજે, કુંજે ગુંજતા ભ્રમરો રસનાં ગીત;
પુષ્પે, પુષ્પે પૂરતા પરાગભર નવ પ્રીત:
હલા હિંચે હરિયાળીને હિંચકે રે લોલ.

મંદ વાયુની વેણુ વાજી રહી રે લોલ;
કરે કોકિલા કુઉ કલ્લોલ, પ્રિયબોલ:
હલા હિંચે હરિયાળીને હિંચકે રે લોલ.

વસંતવેણુ કોકિલા કૂજે રસકલ્લોલ;
પ્રાણે પડઘા પાડતા પ્યારા એ રસબોલ:
હલા હિંચે હરિયાળીને હિંચકે રે લોલ.

સરિતા સરતી સરતી ને સહજ નાચતી રે લોલ;
નાચે, નાચે, છાંટે છે રસછોળ, તટકોર:
હલા હિંચે હરિયાળીને હિંચકે રે લોલ.

તટકોરે જલછોળના સુખકર શિતળ બુંદ;
છાંટા રસબસ છાંટતા હૈયાને રસકુંડ:
હલા હિંચે હરિયાળીને હિંચકે રે લોલ.

**શક્તિકુમારી:** સખીઓ! હરિયાળીનો હિંચકો! હરિયાળી–આંખને ઠારે તેવી લીલી લીલી ભૂમિ! અને મનને ઠારે ને જીવને જગાડે તેવી હરિ-ભગવાનની યારી એટલે પ્રીતિ–પ્રભુપ્રેમ! આ મહારાણી જમુના! શ્રીકૃષ્ણની પટરાણી! આ પવિત્ર નદીને તીરે શ્રીકૃષ્ણના મોક્ષદાયી રાસ–ને ગોપીઓની પ્રેમભક્તિ પ્રગટ્યાં હતાં! ભમરી! ગાને ભક્તિના તે સોરઠા.

**ભમરી વિગેરે:**

[ સોરઠા ]

વ્રજમાં નાચે મોર, વ્રજમાં કોયલ કૂજતી;
વ્રજમાં ધેનુવૃંદ હરિયાળી નીકી ચરે.
વ્રજમાં નાચે કૃષ્ણ, બંસી જગત જગાડતી;
વ્રજમાં એ ગોપાળ ગોનાં રખવાળાં કરે.
મૂર્ત્તિ એ ઘનસ્યામ, જમનાજળ ઘનસ્યામરે;
ગગન ઘેરૂં એ રૂપ, જમનાજી નભની નદી.
ધીરાં ધીરાં નીર, ધીરી ધીરી બંસરી;
ધીરાં ધીગાં વૃંદ કામધેનુનાં ફરે.
શરદ પૂનમની રાત, સ્વર્ગ સર્યું સંસારમાં;
સ્વર્ગસુધાનાં દાન સહુને દીધાં શ્રીવરે.

**શક્તિકુમારી:** આજ તે પવિત્ર વ્રજભૂમિ! આજ તે પવિત્ર મહારાણી! ચાલો તેને તીર. બે ઘડી વિશ્રામ લઇએ.

[ ભમરી ફૂલકુંજમાં ફૂલ ચુંટવા જાય છે ]

**ભમરી:** ઓ! મા! રે! ડંખ્યો મને ભમરો.

[ સહુ ભમરીને ઘેરીને ઉભે છે ]

**શક્તિકુમારી:** અરે ભમરિ! ભમરીને તો ભમરો ડંખેજને?

**ભમરી:** ઓ મા! મરૂં છું, ફેર આવે છે; પડું છું.

[ સખીઓ ભમરીને ઝીલે છે ]

**શક્તિકુમારી:** જો! આ વૈદ્યરાજ આવ્યા. તારાં ઝેર ઉતારશે.

**ભમરી:** વૈદ્યરાજ! તમારી ઘરવાળીજ માંદા છે. એ તો નથી મરતાં. નથી માંચો એ મૂકતાં! ઘરવૈદું કરો ઘરવૈદું. ઓ મારી મા! રે!

**શક્તિકુમારીઃ**

[ બીજી સખીને બતાવી ]

જો ! આ તારી મા આવ્યાં.

**ભમરીઃ** બા ! મૂકી છે મેં તો મહિયરની આશા. અરે ! રે ! મરૂં છું.

**શક્તિકુમારીઃ**

[ ત્રીજી સખીને બતાવી ]

જો ! આ આવ્યાં તારાં સાસુ.

**ભમરીઃ** સાસુજી ! વ્હેલાં ઘેર પધારો ને સંતોષો સસરાજીને નહિ તો શોક્યનું સાલશે સાલ, હો !

**શક્તિકુમારીઃ**

[ ચોથી સખીને બતાવી ]

જો ! આ આવ્યો તારો પરણ્યો.

**ભમરીઃ** હા ! એજ મારો ભમરો, એજ મને ડંખ્યો.

[ તે સખી સાથે ગુસ્સે થતી, હસતી, ખેલ કરતી, કૂદતી, ફરતી ]

[ સંગીત ]

એજ એજ એજ એજ, એજ કાળો ભમરો;
એજ એજ એજ એજ, કઠણ ને નમેરો.
ફૂલ એક વીણી મારી ચોળીમાં મેં મેલ્યું:
ચીરી ચોળી, હાં ! ચીરી ચોળી, હાં ! ચીરી ચોળી
એ મારી છાતડીએ ડંખ્યો, મારી છાતડીએ ડંખ્યો.
એજ એજ એજ એજ, એજ કાળો ભમરો;
એજ એજ એજ એજ, કઠણ ને નમેરો;
એજ એજ એજ એજ, એજ મારો ભમરો.

[ ભમરી તે સખીને તમાચ મારે છે. સહુ હસી પડે છે ]

**શક્તિકુમારીઃ** લુચ્ચી ભમરી ! ચાલો સહુ પવિત્ર જલમાં સ્નાન કરો. હું આવું છું.

[ સખીઓ જાય છે ]

આ પવિત્ર રમણરેતી આ શ્રી રાધા-

કૃષ્ણના રાસનું મોક્ષ ધામ આ–

[ સંગીત ]

આસોપાલ્લવનાં વન મહારાણી જમનાજીના ઘાટમાં;
અમર વેલિના ફાલ, ખીલે, ઝૂલે આકાશમાં:–આસો–
મને ખીલવાના કોડ, મને ઝૂલવાના કોડ;
મનમાન્યા મોહનજી મળશે કે, નાથ ?
ઝીણાં માદક ફૂલડાં ફોરે આછી ફૂવાર ;
કેસર ઘોળી ચોળીને, રંગે હૈયાહાર.
મારા હૈયાનો હાર, મારા મનજીની માળ ;
મારો આત્મન્આધાર, મારી સૃષ્ટિનો સાર :
આવી મળે કો રાજવી :        આસો :

[ ગાતી ગાતી કુંજમાં ભમે છે. બીજી બાજુથી વસંતકુમાર તથા ચંદ્ર શીકારીના લિબાસમાં આવે છે. ]

**વસંત:** ચંદ્ર ! મને તો થાક લાગ્યો છે. અત્રેજ વિશ્રાંતિ લઇશું.

[ કુંજમાં પડે છે ]

**ચંદ્ર:** યુવરાજ ! ભાઈ હું જલ પીતો આવું ને તમારા માટે લેતો આવું.

[ જાય છે ]

[ વસંત નિદ્રાવશ થાય છે. ધીરે ધીરે ફરતો સાપ તેના પગ પર ચડે છે ને પગ નીચે દબાતાં તેને ડંખે છે. ]

**વસંત:** હા ! સર્પ ! સર્પ ! ડંખ્યો–ડંખ્યો ! ચંદ્ર ! ચંદ્ર !

[ ચંદ્ર દોડતો આવે છે ]

**ચંદ્ર:** શું ! સર્પ ડસ્યો. શાંત, હું પડોસમાંથી સિદ્ધ ભક્તરાજ સાચાને મંત્રપ્રયોગ માટે ક્ષણમાં લાવું છું. તે તમારાં ઝેર ઉતારશે.

[ ચંદ્ર દોડી જાય છે. વસંતકુમાર બેભાન થતો જાય છે ]

**શક્તિકુમારી:**

[ કુંજમાં ધીરે ધીરે વિહરતી, ગાતી આવે છે ]

[ સંગીત ]

કૃષ્ણ ! કૃષ્ણ ! કૃષ્ણ ! રાધેકૃષ્ણ.

**વસંત:** ચડ્યું, ચડ્યું ઝેર, ચંદ્ર !

**શક્તિકુમારી:**

[ વસંતના પાસે આવી ]

આ શું ? કોઇ તેજસ્વી કુમાર ! ઝેર ચડ્યું ? શેનું ? જોઉં.

**વસંત:** સર્પ, સર્પ !

**શક્તિકુમારી:** આ તો, સર્પ ડસ્યો છે, આને ! આ મધુર મૂર્તિ ! એ શું હમણાં હતી ન હતી થશે ? જય ! શ્રીકૃષ્ણ !

[ વસંતનો પગનો અંગુઠો મુખમાં લઇ ઝેર ચુસે છે. એક હાથ વસંતના શરીર પર ફેરવે છે. વસંતનું ઝેર ધીરે ધીરે ઉતરતું જાય છે. ધીમી ધીમી જાગ્રતિ આવે છે ]

**વસંત:** હરિ ! હરિ ! આ ઉગારનાર, મારાં ઝેર પીનાર, શું, આ વનની વનદેવી કે સ્વર્ગની દયાદેવી ?

**શક્તિકુમારી:** શાંત રહો !

**વસંત:** કુમારી ! મારાં ઝેરનું પાન કરી મને અમૃતદાન દીધાં. અરે ! આપના સુકોમળ અધરમાં મારૂં ઝેર છે ! મને તે પાછું આપો. તે ચુસી લેવા દીઓ.

**શક્તિકુમારી:**

[ આડો હાથ રાખી ]

સબુર, રાજન્ ! આપનાં ઝેર ઉતર્યાં ?

**વસંત:** પુનર્જીવન આપ્યું આપે, ઓ જીવનદાતા દેવિ !

**શક્તિકુમારી:**

[ શરમાતી, નીચે જોતી ]

કેવી સુંદર મૂર્તિ, સુકોમળ આકૃત્તિ !

**વસંત:** આપની ઓળખાણ દેવિ !

**શક્તિકુમારી:** જી ! હું રામનગરના ઠાકોર સૂરસિંહની પુત્રી.

**વસંત:** અહો ! મારા ચંદ્રની બ્હેન ! રૂપ, રંગ, અમૃતરસની સાક્ષાત્ મૂર્તિ, શક્તિ—શક્તિકુમારી ! ઘણાં વર્ષે દર્શન થાય છે, દેવિ ! હું રામનગરનો યુવરાજ વસંત.

**શક્તિકુમારી:** ઓ ! હો !

**વસંતઃ** ચંદ્ર પણ સાથે હતો, કયાં ગયો એ?

**શક્તિકુમારીઃ** યુવરાજ હવે મને આજ્ઞા આપો.

**વસંતઃ** ઓ જીવનદાતા ઈશ્વરિ! પ્રાણદાતા પ્રાણેશ્વરિ! ઝેર પીને અમૃત સીંચનાર સ્ત્રીશક્તિ!

[ સંગીત ]

પ્રાણદાતા અહો! પ્રાણેશ્વરિ! અહો!
લો પૂજા આ પ્રાણની દેવિ ! ઓ !
ઝેર ચડયાં આ દેહમાં, પીધાં કાળાં ઝેર;
અમૃતજીવન આપીયાં, દેવી તારી મ્હેરઃ
લો ! પૂજા આ પ્રાણની દેવિ! ઓ !

**શક્તિકુમારીઃ**

પ્રાણ બચાવી, પ્રાણના, આપ્યા પાછા પ્રાણ;
પ્રાણ ધરે છે પ્રાણને, પરમ પ્રેમની લ્હાણ?

**વસંતઃ**

લો પૂજા આ પ્રાણની દેવિ ! ઓ !
પૂજાનો અભિલાષી હું, દે ! દેવિ ! અધિકાર;

**શક્તિકુમારીઃ**

પૂજે તેવું પામશો, એ છે પૂજાનો સાર.

**વસંતઃ**

પ્રાણદાતા અહો ! પ્રાણેશ્વરી અહો ?

[ બંને જાય છે. બાજુમાંથી ઢોલ વગાડતો, નાચતો ઉકો પ્રવેશે છે ]

**ઉકોઃ**

[ સંગીત ]

ચંદા કામણગારી, લાલ ! ચંદા કામણગારી લાલ !
ચંદા દેવી, હાં, ચંદા દેવી, ચંદા કામણગારી લાલ!
ચંદા કામણગારી, લાલ ! ચંદા કામણગારી લાલ!

[ સાચાભક્ત તથા ચંદ્ર પ્રવેશ કરે છે. ઉકો સાચાભક્તના ચરણ સ્પર્શે છે ]

**ઉકોઃ**

[ ચંદ્રને ]

રામરામ દરબાર!

**ચંદ્રઃ** રામરામ ભાઇ !

[ વસંતને શોધે છે ]

અરે ! અત્રેથી કયાં ગયા યુવરાજ ?

**સાચાભક્તઃ** ઉકા ! તેં યુવરાજને જોયા ?

**ઉકોઃ** હુંઉઉ. એ તો, હમણાં સધાવ્યા કુંવરી સાથે. ઝાઝે, દૂર નહિ ગયા હોય.

**ચંદ્રઃ** ગયો શું ! તો સાંજે પણ થયો હશે. પણ કઇ કુંવરી સાથે ગયા.

**ઉકોઃ** એ, તો, ગયા, બાપુ ! તમારી બેન સાથે; હુંઅઅ.

**ચંદ્રઃ** એમ કે ? ત્યારે તો હવે ભક્તરાજ હું તો આપની સાથે આપના આશ્રમમાં આવીશ. થોડો સમય સત્સંગનો લાભ લઇશ.

[ ઉકો સાચા ભક્તને સાષ્ટાંગ પ્રણામ કરે છે ને હાથ જોડી ઉભો રહે છે ]

**સાચાભક્તઃ** શું છે, ઉકા ?

**ઉકોઃ** બાપજી ! જ્યાં, ત્યાં, નાગ–સરપ, બાપલા ! બહુ બીચારાને ડંખે છે. મને મંત્ર શિખવો તો હું બધાનાં ઝેર ઉતારૂં, બાપજી !

**સાચાભક્તઃ** ઉકા ! તારા જેવા સાચા ભક્તે રામનામનો જાપ વિશેષ જપવો. જાપ સિદ્ધિ છે. જાપ તે શક્તિ છે. જાપ તે જોગ છે. જાપ મીઠા અમૃતના ઘુંટડા છે. જપો, જપો, શ્રીહરીના જાપને એક મનથી ને સંસાર-સાગરને સુખે તરો. ઉકા એ નામ માત્ર તને મંત્રસિદ્ધિ આપશે. કુમાર ! ચાલો હવે.

[ ઉકો દંડવત્ કરે છે. સાચો તથા ચંદ્ર જાય છે ]

**ઉકોઃ**

[ ધૂનમાં ઢોલક વગાડતો, નાચતો ]

[ સંગીત. ]

રામ ! રામ ! રામ! સીતારામ ! રામ ! રામ !
સીતારામ ! રામ ! રામ ! સીતારામ ! રામ ! રામ !
ચંદા કામણગારી, લાલ ! ચંદા કામણગારી, લાલ !
એ—એ—એ—
રામ ! રામ ! રામ ! સીતારામ ! રામ ! રામ;
સીતારામ ! રામ ! રામ ! સીતારામ ! રામ ! રામ !
ચંદા—એ—એ—

# પ્રવેશ ૪

**સ્થળઃ રામનગરમાં સૂરસિંહનો મહેલ.**

**કામિનીઃ** અગ્નિ, અગ્નિ બળે છે હૈયામાં. રાતના નિંદ પણ હરામ છે. જેને ડંખવા ચાહતી હતી તેની હું અપર માતા બની ! પણ કિસમત્‌ની કરામત બે ડગલાં આગળને આગળ. સાંભળ્યું છે કે યુવરાજ અને શક્તિ-કુમારીના પ્રેમનો પ્રારંભ થઇ ચૂકયો છે. તે છોકરીએ યુવરાજનાં વિષ ઉતાર્યાં. આજ તે રામનગરમાં 'દેવી'—'દેવી' મનાવા લાગી છે. તેં ! વિષ ઉતાર્યાં ! તો, જો, હું હવે વિષ ચડાવું છું. વિષ, કાતિલ ઝેરનો દરિયાવ ઉછાળું છું. પછી જોઉં છું, છોકરી ! તું કેટલુંક વિષ પી શકે છે. શક્તિ યુવ-રાણી ? તે છોકરી, યુવરાણી ? અને રામસિંહ પછી વસન્તકુમાર મહા-રાજા ને શક્તિ મહારાણી ? હા ! આંખમાંથી વિજળી ઝબકે છે. હૈયામાં જ્વાલામુખી ભભૂકે છે. તો, ઓ ! કામિનિ ! તારા સ્ત્રીચારિત્ર્યથી ધરણી ધ્રૂજાવ. શક્તિ કે કામિની ? કોણ મહારાણી ? કોણ મહારાણી ? પૃથ્વી પલટી જાય; સૂરજ પશ્ચિમ ઉગે; દરિયાવ માઝા મૂકે; તો પણ શું ? શક્તિ મહારાણી નહિ બનશે. બસ, મહારાણી તો કામિનીજ બનશે. પણ, પણ, તે શી રીતે ? રામસિંહ પછી વસંત મહારાજા ! શક્તિ તો વસંતને વરશે ! બસ, બસ, લગ્નમાં અગ્ન મૂકીશ. ને, જો તે અગન બૂઝશે તો, તો ? રામ-સિંહ ! વસંત ! તમને બન્નેને મરણના મુખમાં હોમીશ. હા ! હા ! તેમ કર-વાનું જોમ હું ધરાવું છું. સૂરસિંહ તું હારશે, મારી માયાના પુતળા માફક નહિ નાચશે કે તારા નાચનો ભંગ થશે, તો, તારા પણ એજ હાલ સમજ. તારા ને વસંત બન્નેના. હું રામસિંહને મારી માયામાં મુંઝવીશ ? પણ બસ હુંજ મહારાણી બનીશ. સૂરસિંહ, કામદેવને જગત્ તો મારી કરામતનાં પૂતળાં છે. મારી મોજ માફક નચાવીશ, રમાડીશ, તોડીશ, ફોડીશ. નથી દિલને આરામ ! નથી જીવને ચેન ! ઓ ફિકરને વિસરાવનાર શરાબ ! તારી એક પ્યાલી !

[ શરાબ પીએ છે ]

**કામદેવ:**

[ પ્રવેશ કરે છે ]

વાહજી વાહ ! એકલાં? એકલાં કે?

**કામિની:** લે, તું પણ લે, આ સેતાનપ્યાલો, ને જગાડ તારા જીગરના સેતાનને. પણ, યાર ! કામદેવ ! તું તો ભમતો ભૂત છે.

[ તેને શરાબ પાય છે ]

**કામદેવ:** હા ! ને મારી ચોટલી છે તારા હાથમાં.

**કામિની:** તો, મારા ખાતર તું ! શું, શું, કરશે ?

**કામદેવ:**

[ કામિનીના ખભાપર હાથ મૂકી ]

જીગર ! તારા ખાતર દોજખમાં પણ જાઉં. પણ, જો, તું ત્યાં સાથે હો તો ! તારા ખાતર તું કહે તે કરૂં. છૂરી ચલાવું; તલવાર ચલાવું; સાપની માફક ડસું; ને કુતરા માફક ભસું. હાથી માફક ડોલું; ને શેરની માફક શિકાર કરૂં.

**કામિની:** વાહ રે, મેરા યાર !

**કામદેવ:** ઓ ! અજબ દિલદાર ! જો મારી સત્તા રામનગરમાં જામતી જાય છે. બસ, રાજની સત્તા સૂરસિંહ પાસે. સૂરસિંહની સત્તા કામિનીને હાથ ! ને કામિની તે તો કામદેવની કામની. આજની નહિ પણ બાળપણની. કામદેવ ને કામિનીની જોડી, કોઇ શકે નહિ તોડી.

[ હસે છે ]

**કામિની:**

[ હસી ]

નાચ, નાચ, વાનરની માફક નાચ શરાબના કેફમાં. પણ, કહે બીજા શા ખબર ?

**કામદેવ:**

[ નસામાં ડોલતો ]

બસ, ઇસ વખ્ત દુનીયા જાવ જહાનમમાં. નથી પરવા બસ કોઇની. બસ, તારા જેવી પરી, છે મને મળી, તો, આ દુનીયા છે જનત ખરી ! પણ, જો કાલે દરબાર ભરાશે. સૂરસિંહજીને રાજાનો ખિલયત ને એક પરગણું મળશે. ને જનાબેઆલી આપ ઠકરાણી મટી રાણીસાહેબા થશો.

[ કામિનીના મુખને અડે છે ]

**કામિની:** બીજું ?

**કામદેવ:** યુવરાજશ્રીનાં શક્તિકુમારી સાથે સગપણ થશે.

**કામિની:** શું સાચી છે તે વાત ?

**કામદેવ:** ખરેખાત.

**કામિની:** બીજું ?

**કામદેવ:** અંબાપૂરી ને રામનગર વચ્ચે સંધિપત્ર પર સહીઓ થશે.

**કળાવતી:**

[ પડદામાં ]

બા ! ઠાકોર સાહેબ પધારે છે.

[ કામિની કામદેવને જવા ઇસારત કરે છે. નસો ચડેલ કામદેવ કામિનીની બગલગીરી કરી, ડોલતો સલામ કરતો, જતાં, જતાં, પોતાના હાથ પર ચુંબન કરતો વિદાય થાય છે ]

[ સૂરસિંહ પ્રવેશ કરે છે; કામિનિના મુખને અડે છે ]

**સુરસિંહ:** ઓ દિલારામ ! તારા મુખના દર્શન વગર ચેન પડતું નથી. કહે કહે જીગર ! હું તારી શું સેવા કરૂં ? તને શા મેવા ધરૂં ?

**કામિની:** અંતરમાંથી ઉમળકો ઉછળે છે કે, કે, તું ઓ સમશેર બહાદુર શેર ! તું, તું, મહારાજા થા !

**સૂરસિંહ:** રાજા તો હું કાલેજ થઇશ.

**કામિની:** ને આવતી કાલ મહારાજા પણ થઇશ. થઇશ કે નહિ? શરા સૂરસિંહ તારા નામથી રામનગરને મહારાજા ધ્રૂજે છે. રામસિંહ તો નામનો મહારાજા છે. ખરેખર, દિલદાર તુંજ મહારાજા થવા લાયક છે. લે ! લે! પ્યારા ! આ શરાબની પ્યાલી.

[ કામિની સૂરસિંહને સૂરસિંહ કામિનીને શરાબ પાય છે ]

જો, મને ગઇ રાતે એક ખ્વાબ આવ્યું !

**સૂરસિંહ:** શું આવ્યું?

**કામિની:** બસ, રામનગરનો તું મહારાજા થયો. હું ને તું એક સિંહાસનપર બિરાજ્યાં. મહારાજા તથા યુવરાજનાં કોઇએ ખૂન કર્યાં?

**સૂરસિંહ:** એ પ્યારી! ખૂનની વાત જવા દે.

**કામિની:** આ, તો, ખ્વાબની વાત છે. દિલદાર! જો મારાં ખ્વાબ ખોટાં પડતાં નથી. મારાં ખ્વાબોને ઓલીયાપીરના આશીર્વાદ છે. નજુમીઓએ પણ મારા હાથ જોયા છે. તેઓએ અનેક વાર કહ્યું છે કે હું મહારાણી થઇશ.

**સૂરસિંહ:** અરે પ્યારી! તું તો મારી મહારાણી છે. ભગવાને ઘણું એ આપ્યું છે. હવે, વધુની દરકાર નથી.

**કામિની:** અરે, સૂરસિંહ! તું પૂરો શિકારી નથી. શિકાર કરતાં સંતોષ રાખે તે તો અધૂરો શિકારી. સૂરસિંહ! તું! વચનથી બંધાયો છે. કામિની કહે તેમ કીર્ત્તિના કોટ જીતવા પડશે તારે!

**સૂરસિંહ:** અય ઉસ્તાદ મારા! આ સાગરિત્ તૈયાર છે. બસ, પણ અત્યારે તો હવે થવા દે ગાન ને લાવ સર્વ સંસારને વિસરાવનાર શરાબ.

**કામિની:** અચ્છા! લ્યો.

[ મદિરા પાતી ગાય છે ]

[ સંગીત ]

પ્યાલો પીયો આ પ્રેમથી ઓ! પ્રાણ!
પ્યાલો પીયો આ પ્રેમથી. પ્યાલોઃ

દેવોને, દાનવને, માનવને માનીતી
સુરા આ સુધા સમાન, સંસારમાં
સુરા આ સુધા સમાન. પ્યાલોઃ

પ્યાલો આ રંગ ભર્યો રંગભીના રાજવિ!
પ્યાલો આ મસ્તી ભર્યો પ્રેમમસ્ત રાજવિ!
પ્યાલે, પ્યાલે, કીર્તિના કોટ પર ચોટ,
ઓ! કીર્તિકર! પ્યાલોઃ

માનવની મોહિની, મદિરાની મોહિની,
માનુનીની મોહિની, પીયોને ઓ પ્રાણ! પ્યાલોઃ

# પ્રવેશ ૫

સ્થળ: રામનગરમાં મહારાજા રામસિંહનો દરબાર.

[ મહારાજા રામસિંહ, યુવરાજ વસંતકુમાર, સૂરસિંહ, રૂપસિંહ, સુખદેવ, કામદેવ, પ્રધાન, અમલદારો, કંચનીઓ, પ્રતિહારી, અનુચરો વિગેરે ]

**પ્રતિહારી:** ચક્રવર્તી મહારાજા રામસિંહ બહાદુરને ઘણી ખમા !

**રામસિંહ:** રામનગરની તવારીખમાં આજનો દિન આનંદનો છે. સૂરસિંહ ઠાકોર ! તમારી રાજભક્તિ ને રાજસેવા અનન્ય છે. આજે અમો તમને રાજાનો ખિલયત્ અને સૂરપુરનો તાલુકો ઇનાયત કરીયે છીએ. તમે તે વંશપરંપરા ભોગવો, ને તમારો વંશ, તમારે પગલે ચાલી, આ રાજ ને રાજવંશની સેવા કરે, એમ અમારા આશીર્વચન છે.

**સૂરસિંહ:** મને મોટો કર્યો મહારાજા ! મારી ફરજ કે ધર્મ સિવાય મેં શું વિશેષ કર્યું છે ? આ માથું મહારાજા કે રામનગરની સેવામાં પડે તેમ હું હંમેશાં પ્રભુ પાસે માગું છું.

**રામસિંહ:** રાજા સૂરસિંહ આ મહારાજ્યના સ્તંભ છે. કહો ! રાજાજી આજે આ દરબારમાં રામનગરને અંબાપુરી સાથના તહનામા પર સહી થવાની છે. કેમ, પ્રધાનજી તે લેખ તૈયાર છે. તેમાં આ રાજના રિવાજ પ્રમાણે યુવરાજશ્રીની સહી પણ જોશે. પ્રધાનજી તે લેખ યુવરાજશ્રીને બતાવો.

**પ્રધાન:** જી, મહારાજ.

[ વસંતકુમારને લેખ આપે છે. વસંતકુમાર તે વાંચે છે ]

**રામસિંહ:** યુવરાજ તેમાં સહી કરો.

[ અનુચર કલમદોતની રકાબી ધરે છે. વસંતકુમાર વિચાર કરતા જણાય છે ]

**વસંત:** ક્ષમા કરશો પૂજ્ય મહારાજા ! થોડાજ સમય પહેલાં, આ રાજ તથા અંબાપુરી વચેના તહનામા સંબંધે, રાજા સૂરસિંહનો પેગામ હતો. સબળ કારણોની પરંપરા દર્શાવી, રાજાજીએ અંબાપુરી ખાલસા કરવા ભલામણ કરી હતી. આ લેખમાં તો બધી ઉલટી વાત છે !

**રામસિંહ:** યુવરાજશ્રી મારૂં વચન પાળવા સહી કરો.

**વસંત:** ક્ષમા કરશો પૂજ્ય પિતા! આપ મારે મન પ્રભુ સમાન છો. પરંતુ અહીં મારે પુત્ર તરીકે નહિ પણ યુવરાજ તરીકે સહી કરવાની છે.

**રામસિંહ:** પણ સૂરસિંહજીની હવે તેમ ઇચ્છા છે ને તેમની મરજી પ્રમાણે કરવાનું છે. યુવરાજ! તમે સમજુ છો. સહી કરો, બાપુ!

**વસંત:** પૂજ્ય મહારાજ! કઇ રાજનીતિના ધર્મ પ્રમાણે આ નિર્ણય થયો છે, ભલા? અંબાપુરીના ગત ઇતિહાસ; તેના રાજકર્ત્તાઓની એક સરખી અંધાધુન; તે રાજ્યે કરેલા અનેક કોલકરારોના ભંગ; તેની સાથના ભયંકર યુદ્ધને અંતે, રાજનીતિએ નિર્ણય કર્યો, કે અંબાપુરીને ખાલસા કરવું. તે નિર્ણય આમ ફરી ગયો!

**રામસિંહ:** યુવરાજશ્રી અમે ખાનગીમાં ફરી આ નિર્ણય પર આવ્યા છીએ. વિશેષ વિવાદ ભર દરબારમાં કરવામાં શોભા નથી. જુઓ! રાજા સૂરસિંહ આ રાજના સ્તંભ છે. તેમની ઇચ્છા તેજ મારે કબુલ છે. સમજ્યા, યુવરાજ!

**વસંત:** પૂજ્ય વડીલ! મને તો ક્ષમા કરશો. એક પુરૂષ, એક વ્યક્તિના ખાનગી સંબંધ, રાજસંબંધથી તદન નિરાળા છે. વડીલ! આપ આ મહારાજ્યને લઇને મહારાજા છો. હું આ મહારાજ્ય એટલે લોક સમસ્તનો ભાવી મહારાજા છું. હું આપનો પુત્ર છું પણ યુવરાજ તો પ્રજાનો છું. પ્રજાને અંગે રાજ્ય છે તે પ્રજા પાલનાર્થે રાજા છે. રાજા પ્રજાનો પ્રતિનિધિ છે, પ્રજાનો સેવક છે. પ્રજાને દુઃખે દુઃખી, પ્રજાને સુખે સુખી, પ્રજાના પોષણ માટે તત્પર, પ્રજાને સ્વપ્રજા એટલે પોતાના પુત્ર માફક ગણનાર રાજ ધર્મ-ધુરંધર ખરો રાજા છે, નહિ કે રાજવૈભવ ને રાજલક્ષ્મીનો ભોગવનાર. રાજનો તાજ શોભા માટે નથી. રાજનો તાજ ધર્મનો સૂચક છે. જ્યાં ધર્મ છે ત્યાંજ જય છે.

**રામસિંહ:** યુવરાજ! તમારા બોલ સાચા છે પણ અમારાં જીવન જૂઠાં છે. નથી મારામાં તે રાજશક્તિ કે મનોબળ. નથી કરી શક્યો હું પ્રભુ ભજન કે પ્રજાસેવા.

**વસંત:** પૂજ્ય પિતાશ્રી! મહાભારત ને રામાયણના મહાયુદ્ધોના જન્મ ખાનગી પ્રસંગોમાંથી થયેલા. ઇતિહાસની આરસીમાં દૃષ્ટિ કરતાં, એક વ્યક્તિના શોકમોહે, રાજ્યો અને સંસારને પાયમાલ કર્યાં છે. કૈકેયીના

મોહ માટે રામજી જેવા પુત્રને વનવાસ! પિતાજીના મોહ માટે રામજીનો રાજત્યાગ! ક્ષુદ્ર ધોબીની વાગ્ધારાને અંગે શ્રીમતી **સી**તાજીનો ત્યાગ! જુગારના ખેલમાં રાજ ને દ્રૌપદીની હાર! આવાં આવાં અનેક વ્યક્તિજીવનનાં અધૂરાપણાં રાજઅંગને કેટલાં નચ્યાં છે. પૂજ્ય પિતા! હું હમણાંજ ગુરૂ-આશ્રમમાંથી આવું છું. આ રાજ્યની રચના, પ્રજાનાં સુખદુઃખ મેં હજું જાણ્યાંએ નથી. હું આ લેખપર સહી નહિ કરૂં.

[ પ્રધાનને લેખ પાછો આપે છે ]

**રામસિંહ**: ત્યારે, યુવરાજ! તમારી શી સલાહ છે?

**વસંત**: પાંચ વર્ષ માટે **અં**બાપુરીમાં આ રાજનો કાર્યકુશલ સુબો રાખો. પાંચ વર્ષમાં ત્યાંની પ્રજા સુખી થાય તેવા બંધારણ રચાવો. તે પછી રાજા રૂપસિંહ કે તેમના કુમાર યોગ્ય જણાય તો તેમને રાજ્યનશીન કરો.

**રામસિંહ**: રાજા **સૂ**રસિંહ! તમે શું કહો છો?

**સૂરસિંહ**: મહારાજા! હું વચનથી બંધાઇ ગયો છું. આ લેખપર સહી નહિ થશે તો મારે રાજની નોકરીમાંથી રાજીનામું આપવું પડશે.

**રામસિંહ**: હું તો એક નિર્ણય અત્યારે કરૂં છું. હું **તો** આ તહનામું કબુલ રાખું છું. તેમાં મારી સહી કરૂં છું. યુવરાજ! તમે ગાદીએ આવો ત્યારે યોગ્ય લાગે તેમ કરજો.

[ સહી કરે છે ]

સૂરસિંહજી!

**સૂરસિંહ**: જી, **મ**હારાજ!

**રામસિંહ**: હવે હું યુવરાજશ્રીને મનગમતી વાત પર આવું છું. **શક્તિ**-કુમારીએ તેમનાં ઝેર પીધાં ને જીવન આપ્યાં. ધન્ય છે તે **સ્ત્રી**શક્તિને. આનું નામ ઈશ્વરી—આ દેવીનો અંશ. **સૂ**રસિંહજી! આજે મારી ઇચ્છા છે જે યુવરાજશ્રીનું સગપણ શ્રીમતી **શક્તિ**કુમારી સાથે થાય. આપણે વ્હેવાઇ થઇએ.

**સૂરસિંહ**: કૃપાનાથ! કુમારીની સદ્ગત માતાનો એજ મનોભાવ હતો. આપ **તો** મને રૂણમાં બાંધતા જાવ છો.

**રામસિંહ**: તો આજ રાજ્યમાં સાકર વેંચાવો; રજા પડાવો. લગ્નની તૈયારી જલદી કરો. ત્યાં સુધી રાજા રૂપસિંહજીને અહીં રોકજો.

કેમ રૂપસિંહજી ?

રૂપસિંહ: જેવી આજ્ઞા, કૃપાનાથ !

રામસિંહ: સૂરસિંહજી ! હાલ ચંદ્રકુમાર ક્યાં છે?

સૂરસિંહ: હાલ તે સાચાભક્તના આશ્રમમાં થોડા સમય માટે રહ્યા છે.

રામસિંહ: તો, સૂરસિંહજી ! તમારી સેનાપતિની જગ્યા તેને આપો.

સૂરસિંહ: હજુ તે બાલક છે. હાલ તે હોદ્દો, અંબાપુરીના ઠાકોર કામદેવને આપવા મારી મરજી છે.

રામસિંહ: તો, તેમ કરો.

સૂરસિંહ: કૃપાનાથ ! આપે તો મને આપનો કરી રૂણમાં બાંધી લીધો. જ્યારે અનુકુલ હોય ત્યારે આપ મારા સૂરપુરના મહેલમાં ચાર દિવસ મારા મ્હેમાન થાવ, એટલી કૃપા—

રામસિંહ: બહુજ ખુશીથી—

રૂપસિંહ: મહારાજ ! એક અરજ છે.

રામસિંહ: ખુશીથી બોલો.

રૂપસિંહ: રામનગરની નાચનારીઓની બહુ તારિફ સાંભળી છે.

રામસિંહ:

[ હસીને ]

હું જાણુ છું, ઠાકોર ! કે તમે બહુ રસીયા છો. નાચરંગની આજ્ઞા આપો. કંઇ કનૈયા મહારાજની લીલાનું ગાન ને નાચ થવા ઘો.

નાચનારીઓ:

[ સંગીતનૃત્ય ]

આંખડલીને ચાળે રે, શામળો મન લઇ ગયો રે.<br>
હવે કેમ જીવું રે મોરી માય.<br>
મોર પીછનો રે મુગુટ સોહમણો રે.<br>
કુંડલ મીનાકારી કાને રે સોહાય. આંખડલીને:<br>
આજને ઉભી રે મારે આંગણે રે.<br>
આણી વાટે જોતા હુતા રે કાન,<br>
મીઠાનો મેળાવો રે અમને ત્યાં હુવો રે;<br>
વાલે મારે કીધી નેણની સાન. આંખડલીને:

વિણ વગાડી વનમાં તેડીયા રે,
હવે મેં મેલ્યાં રે ઘરનાં કામ.
વાલો મારો રમ્યારે આંખ મીચામણી રે.
હરી હાવે હુવા રે અંતરધ્યાન. આંખડલીને:

અમે વન સાહેલી રે, જોવા નીસીરી રે.
જોયું જોયું વૃંદાવન મોઝાર.
નરસૈયાના સ્વામી રે, પ્રીતે ત્યાં મળ્યા રે!
ધન! ધન! આહીરનો અવતાર! આંખડલીને:

# પ્રવેશ ૬

સ્થળ: રામનગરની સીમમાં નદીતટપર વગડો.

ઉકો: ખમા મારી ચંદાને.

[ માર્ગમાં પડેલા પત્થરો બાજુપર ફેંકતો જાય છે. પક્ષીઓને ચણ નાંખે છે. એક પારધી પક્ષીઓને લઇ જાય છે. તેને ધપો મારી પક્ષીઓ ઉડાડી મૂકે છે. ચંદા ગાતી આવે છે. ઉકો તેનાં ગાનના તાલે હસતો, નાચતો, રમે છે. ચંદાના એક હાથમાં મોતીની માળ ને બીજા હાથમાં ફૂલનો હાર છે. બંનેને બંને હાથમાં હિંચાવે છે, કુદાવે છે ]

ચંદા:

[ સંગીત ]

નાનાં નાનાં મોતીડાં ને મોટી મોતી માળ;
નાનાં નાનાં ફૂલડાં ને મોટા ફૂલના હાર.
નાના નાના તારલા ને મોટા એના માળ;
નાનાં નાનાં પંખીડાના આકાશે વિહાર.
નાની નાની, સખીઓ આવો ! પ્હેરો મોતી માળ.
નાની નાની બ્હેનો આવો ! પ્હેરો ફૂલના હાર.
નાના નાના વીરા આવો ! ગુંથો તારકમાળ.
ભાઇ ! બ્હેનાં ! ચાલો, ઉડો, આકાશે વિહાર.
મોતીની માળ, બ્હેન !
હરિનાં ફૂલ, બ્હેન !
તારા અનન્ત, બ્હેન !
સ્વર્ગના વિહાર, વ્હાલા ભાઈ ને બ્હેન !
નાનાં નાનાં મોતીડાં ને મોટી મોતી માળ.

ઉકો:

[ ચાળા પાડતો ]
નાની નાની ચંદા ને મોટાં એનાં માન;
ઉંચે, ઉંચે, ઉંચે, ઉડે નાનકડાં વિમાન.

ચંદાઃ

મોટો મોટો મોટો ઉકો, થોડા એના બોલ!
મોટો મોટો મોટો ઉકો, નાનો એનો ઢોલ!
પણ ઉકા! જો ઉંચે આંબાનો મ્હોર!

ઉકોઃ લે! તોડી દઉં.

ચંદાઃ ના, હું મારા હાથથીજ તોડીશ.

[ ઉકો ઘોડો થાય છે. તેના પર ઉભી રહી ચંદા મ્હોર તોડે છે. તે પછી ઉકા પર એક બાજુ બંને પગ રાખી સ્વારી કરે છે ]

ઉકા! થા તો મારો વાઘ. ગાજતો ભલા.

[ ઉકો વાઘ માફક ગાજતો ઘૂમે છે. ચંદા ઉતરે છે ને ઉકો ઉભો થાય છે ]

ઉકોઃ હજુ જાણે નીનકી. હવે પરણવા જેવડી થઇ. કાલ સવારે ભગત બાપા પરણાવી દેશે.

ચંદાઃ

[ હસી ]

ના, રે! ઉકા! મારે તો મીરાં થવું છે.

ઉકોઃ ઉહું. મીરાંનો રાણો ભગત નો'તો. તારો રાણો તો ભગત ગોતશું. વરવહુ બેય ભક્તિ કરજો ને ભજન ગાજો. પણ, જો, બા! હવે મોડું થાય છે. પડોસમાં એક ડોસી માંદી છે. હું તેની ખબર કાઢી લાવું. તું ચાલ સાથે.

ચંદાઃ ઉકા! તું શહેરમાં ગયો હતો ત્યારે તેને હું જોઇ આવી. તું જઇ આવ. હું ચાંદનીમાં ફરૂં છું.

[ ઉકો જાય છે. ચંદા કુંજમાં અદ્રશ્ય થાય છે. કામદેવ નસ્સામાં ચકચૂર એક ખવાસ સાથે આવે છે. ખવાસના હાથમાં મદિરાનો પ્યાલો ને સીસો છે ]

ખવાસઃ

[ નસ્સામાં ડોલતો ]

બાપુ! રૂ-મ-ઝુ-મ-ઝુ-મ-ક-રતી-ચ-લી-બી-લ-ડી. રૂ-મ-ઝુ-મ. એ—મ્હે-રી-એ, મ્હે-રી-ક-સું-બ-લ-સા-ડી-જી. રૂ-મ-ઝુ-મ-કર-તી-ઇ-ઇ-ઇ.

[ ગોથાં ખાય છે ]

બાપુ ! એ હમણાં ફરતી હતી. બાપુ ! જાણે વિજળી.

[ દારૂનો પ્યાલો ભરી ]

બાપુ ! લ્યો—પ્યાલો.

[ પોતેજ પ્યાલો પી જાય છે ]

**કામદેવ:**

[ ખવાસને ધોલ મારી ]

બેવકુફ ! તું ! પીયે—છે—શા—ને ?

**ખવાસ:**

[ ડોલતો ]

એ—ક—લો—એ—ક—લો—પીયે—તે—પો—તા—ની—પ—ત—ખુવે.

[ એક બાજુ બેસી સીસો મોઢે માંડી ખલાસ કરે છે ને ગડબડતો નસ્સામાં એક ખાડામાં પડે છે. ખાડામાં તે–"રૂ–મ–ઝુ–મ–રૂ–મ–ઝુ–મ"—ગાતો રહે છે ]

[ ચંદા ગાતી કુંજમાંથી આવે છે ]

**ચંદા:**

[ સંગીત ]

આકાશે પ્રકાશે છે ચંદ, એમ જગ ઉજવું.

**કામદેવ:**

[ પાછળ દોડી ]

ઓ ! રૂપ–સુંદદરી ! કા–કામણ–કકરી–પ–પરી–ફરી–ફરી–આજ–મળી.

[ નસ્સામાં હસે છે ]

**ચંદા:** કોણ રે ?

**કામદેવ:** તા–તારો–આ–આ–આશક. હું–હું તારા–પર–મ–રૂ–છું–કહું છું–ખરેખર.

**ચંદા:** વાહ રે ! ઠાકોર ! તમે મરો ? વાહજી વાહ ! મારા માટે શું કરો જે ?

**કામદેવ:** બસ, એક–એ–એ–ક ચું–બન, ચુંબન દે, તારા ગો–ગોરા–ગાલ પર તો–તો–તો–તને–કરી આપું નિહાલ. હા, હા, સચ બાત, તેરી કસમ.

**ચંદા:** એ, કેફી—શરાબી? તું શું નિહાલ કરવાનો હતો?

**કામદેવ:** બસ, એક, એક–એ–એ–એક ઓસો દે–તો–તને આપું, બસ આપું, આખા રામનગરનું રાજ. બસ, તેરી કસમ.

[ નાચતો ]

બસ તેરી કસમ.

**ચંદા:** વાહ રે મદિરા! વાહ! રે! મરકટ!

**કામદેવ:** દિલમાં–નથી–કંઇ–કંઇ––તરકટ. સાચું–સા–આ–આચું કહું–છું––છું–છું–ગુ–લ–બ–દન–તારૂં–વદ–ન–જોતાં–સ–તા–વે–છે, છે, મદન–ન–તું, તું મને–ઓળખે છે. હું, ઠાકોર કા–મ–દે–વ–સા–આ–ચો—કા–મ–દે–વ. જો, હું બની જાઇશ. હા, મહારાજ બની જાઇશ. હા, આઆ—

**ચંદા:** હા. બની જાઇશ. બનીજ જાઇશ.

**કામદેવ:** હા–તારા–સમ–એ–તે–રી–ક–સમ.

**ચંદા:** વાહ રે બકબકાટ! સહુ શરાબનાં છે સ્વપ્નાં.

**કામદેવ:** જો–જો–કામિનીની કળામાં સપડાયો સૂરસિંહ. કામિનીની–ક–ળ–હું–કામદે–વ–કા–આ–આ–મી. મ–હા–રા–જ–રામસિંહના વાગ્યા બાર, કરશે–ઠાર–

[ નાચતો ]

સુન સફા દિલકી બાત, સુન સફા દિલકી બાત.

**ચંદા:**

[ સ્વગત ]

આ! બેવકુફ, કંઇ રાજખટપટ–રાજકાવતરાંની વાત બકી જાય છે. બનાવી બરાબર જાણી લઉં.

[ પ્રગટ ]

શું? રામસિંહને કોણ ઠાર કરશે? એ વાત કહો તો તમે કહો તેમ કરૂં.

[ હસે છે ]

કામદેવ:

[ કુદતો ]

હાં! હાં-જો, જો, મહા-રાજા-સૂરસિંહને ત્યાં-કા-લે-જશે-ને-ઠાર થશે. કુંવર પણ ખતમ-ખ-ખ-ખ-ખલાસ-થઇ જાય. સહુ-શ-રાબ-છ! શ-રા-બ બ-માં થશે ચકચૂર. બાપ-બેટો-મ-મ-મ-રશે ને રા-જનું-ચકર-ફ-ર-શે. સેના-સૂરસિંહને-હાથ. હું પણ સૂરસિંહને ઠાર-ઠા-ર-ર- કરૂં-ને હું મ-હા-રાજા-જા-જા-થાઉં. પણ-રા-જ-ભાર-બ-ડી-પં-ચા ત-ત-ત. સબ બાત સુનાઈ.

[ હાથનાં લટકાં કરતો ]

સબ બાત સુનાઇ.

હવે-હોં !-હેં !

ચંદા: ઠાકોર ! હવે હું કહું તેમ કરો.

કામદેવ: કહે-લે-કહે.

ચંદા: હાથ ઉંચા કરો !

[ કામદેવ હાથ ઉંચા કરે છે ]

કાન પકડો-

[ કામદેવ કાન પકડે છે ]

ગધેડા માફક બરાબર ગધેડાની માફક ભુંકો.

[ કામદેવ ગધેડાની માફક ભુંકે છે ]

ઉકા:

[ દોડતો આવી ]

અરે ! આ ગધેડું ક્યાંથી આવ્યું-ગધેડું !

ચંદા:

[ હસતી ]

ઉકા ! આ દારૂડીઓ.

ઉકા:

[ કામદેવનું મોં સુંઘી, કાન પકડી ]

એ ગધેડા !

કામદેવ: ગધેડો-તું-તું-તારો બાપ. હું-તો ઠાકોર કા-મ-દેવ-કા-મી.

ઉકો:

[ સામુ તાકી જોઈ]

હે ! હરામી !

કામદેવ: હેઅ. હું સેના-પતી, કમબ-ખ્ત-બી-બી-બીલડા-કર-સલામ.

ઉકો:

[ મુકો ઉગામી ]

લે, ઇનામ.

કામદેવ: અરે, ક્યાં ગયો સીપાઇ—સી—પા—ઇ !

ઉકો: સી-પાઇને આવી-વાઇ ને પડ્યો એ ખાઇ. જાણે ભુંડ. પીયો દીકારા દારૂ-પીયો દીકારા દારૂ. આ એક મંજલ ઉડાવી એટલે કુતરો. બીજી ઉડાવી એટલે ગધેડો. ને ત્રીજી મંજલે ભુંડ ને પડે નરકકુંડ.

કામદેવ:

[ ડરતો ]

સીપાઇ, પકડ આને. સીપાઇ !

[ કામદેવ પાછળ જુવે છે. ઉકો તેના વાંસામાં મુકો મારે છે ને બે પગમાં પોતાનો પગ નાખી ઉથલાવી દે છે. કામદેવ ડરતો ચારે બાજુ જોતો નાસી જાય છે ]

ઉકો: નાહું કુતરૂં.

[ હસે છે ]

હેઠ !

ચંદા: ભાઇ ! ઉકા ! કંઇ વિચિત્ર વાદળાં રામનગરના રાજકુટુંબ પર ઘેરાય છે. કોઇ માને તેમ નથી. માણસના હાથ વાત નથી—પ્રભુ બચાવે તોજ બચશે. વાત છેક બગડી. "બીગરી કોન સુધારે નાથ વિણ બિગરી કૌન સુધારે." આવ, તો તે પરમ કૃપાળુ પરમાત્માનું સ્મરણ કરીએ. મારનાર કરતાં તે તારનાર ઘણી મોટો છે.

ઉકો: ત્યારે કરો મારા બાપલાનું ભજન. જેને રામ રાખે તેને કોણ ચાખે.

ચંદા: જય ! કૃપાનિધિ !

[ ઉકો ભજન સાથે હાથ જોડી પ્રભુપ્રેમમાં લીન થાય છે ]

[ સંગીત ]

કૃપાનિધિ ! અશરણશરણ કહાવો.
અશરણશરણ કહાવો, કૃપાનિધિઃ
અશરણશરણ કહાવો.

અમે અનાથ બેઠાં વૃક્ષડાળે, પારધીયે સાધ્યું બાણ;
ભયથી ડરતાં, ઉંચે ચડતાં, ત્યાં ઉપર દીઠો બાજઃ
કૃપાનિધિ ! અશરણશરણ કહાવો !

બે બાજુ જમ ઉભો, દિનબંધુ ! હવે કોણ ઉગારે પ્રાણ;
સ્મર્યા હરી, સાપ ડસ્યો પારધી, તીર લાગ્યું બાજને જાણઃ
કૃપાનિધિ ! અશરણશરણ કહાવો.

અનાથના નાથ ! ઓ અંતર્યામી ! આપથી શું છે અજાણ;
આપથી શું છે અજાણ, પ્રભુજી ! આપથી શું છે અજાણઃ
કૃપાનિધિ ! અશરણશરણ કહાવો.

# પ્રવેશ ૭

સ્થળ: રામનગરમાં શક્તિકુમારીનો વસંતબાગ.

[ શક્તિકુમારી રત્નજડિત પાંજરાંમાં મેના પક્ષીને લઇ ગાતી, ડોલતી આવે છે. મેનાં "વસંત" નામનો ઉચ્ચાર વારંવાર કરતી રહે છે. ]

[ સંગીત ]

મોંઘા મોંઘા રે મારી મેનાનાં મૂલ;
મેનાના મૂલ, મારી મીઠડીનાં મૂલ, મારી દીઠડીનાં મૂલ—મોંઘા૦
વસન્તરાજની કેલિ કૈલાસ સમી,
ધરણીયે ધરીયા શણગાર રેઃ
મીઠડીને ટૌકે મદનમંત્ર જાગે ને
મલકે મારા મનજીની માલ, રે!
મીઠડીના મોંઘેરાં મૂલ, મારી દીઠડીનાં મોંઘેરાં મૂલ—મોંઘા૦

[ વસંતકુમાર પ્રવેશ કરી શક્તિકુમારી પાછળ ઉભો રહે છે ]

આંગણે વસન્ત, મારે હૈયે વસન્ત જો,
વ્યામે વિલસંતી વસન્ત રે.
વસન્ત નામ મારી મેના ગજાવતી,
આવ વીરવર! નાથ! વસન્ત!
મીઠડીના મોંઘેરાં મૂલ, મારી દીઠડીના મોંઘેરાં મૂલ—મોંઘા૦

[ વસંતકુમાર શક્તિકુમારીની આંખો મીંચે છે ]

**શક્તિકુમારી:** કોણ?

**વસંત:** પુછ તારી મેનાને.

[ મેના પક્ષી "વસંત" બોલે છે ]

**શક્તિકુમારી:**

[ હસતી શરમાતી ]

કોણ? યુવરાજ?

**વસંત:** હું તો જાણે આનન્દનો સાગર, કુમારી! જ્યારે જુવો ત્યારે આનન્દની ભરતી! પણ, કેમ ચાલે છે તમારાં નવાં મા ને પિતાના સંસાર?

**શક્તિકુમારી:** રાજ! તે વાતમાં સાર નથી. શૂરો સિંહ માયાના પિંજરમાં પૂરાયો છે ને શ્વાનચેષ્ટા કરે છે. મને પરિણામ અનિષ્ટ લાગે છે, રાજ!

મારા પિતા ને રાજકુટુંબ માટે. પ્રભુ સારૂં કરો! પણ, હું તો આપના વિચારમાં સર્વ વિસરૂં છું; પ્રેમમસ્ત ફરૂં છું. આ મારી મીઠી મેના તો આપનું નામ જપે છે ને મારા જીવમાં જગાડે છે વસંતની જ્યોત! યુવરાજ! રૂતુ પણ વસંત આવી.

**વસંત:** મહારાજા! હવે આપણા લગ્નની બહુજ ઉતાવળ કરે છે.

**શક્તિકુમારી:** ને આપ?

[ વસંત હસે છે, મેનાપક્ષી વસંત નામ ઉચ્ચારે છે ]

**વસંત:** વાહરે! તારી મીઠી મેના! પણ, શક્તિ! ભલા મારાથી કોઇ તને દૂર પકડી જાય ને સોનાના ગઢમાં તને પૂરે તો તને શું થાય!

**શક્તિકુમારી:** તો, તો! રાજ! મારા પ્રાણ જાય!

**વસંત:** કેમ ભલા?

**શક્તિકુમારી:** મારા પ્રાણ વિના!

**વસંત:** તો! એ ગુલ! આ મીઠાં બોલતી મેનાને તેનો પોપટ હશે. શું માનવીઓના સ્વાર્થ છે. પોતાના મોહ માટે બીજાનાં જીવનને કેદ કરે છે. પ્રેમને પરિવારથી વિખુટાં કરે છે, ફફડાવે છે.

**શક્તિકુમારી:** બસ, રાજ! સમજી! આજ આ મેના છૂટી. એ વસંત નામ ગજાવતી મારી મીઠી મેના! આ વસંત રૂતુ છે. જા! તારા પોપટ ને પરિવાર પાસે ને ગજાવ વન વગડો વસંત નામથી.

[ સંગીત–સોરઠા ]

મેના! મીઠા બોલ! મોહે પૂરી પાંજરે;
રાજે તોડયા મોહ, તોડું તારા બંધને.
નેહ વિનાના મોહ, હેમપિંજરે સુખ શાં!
ઉડી, જા, જ્યાં હેત, જ્યાં છે હૈયાં હેમનાં.

[ પાંજરૂ ખોલી દે છે. 'વસંત' નામ બોલતી મેના ઉડી જાય છે ]

[ ભમરી ગુલાબ ફૂલ લઇ આવે છે. ]

**ભમરી:** જી, લ્યો બા! આ ગુલાબ.

**શક્તિકુમારી:** દે યુવરાજને.

**ભમરી:** આપજ દયોને.

[ શક્તિકુમારીને ફૂલ આપેછ ]

**શક્તિકુમારીઃ** ભમરી ! લે આ રત્નજડિત પાંજરૂં. મેના છૂટી. યુવરાજે છોડાવી. મેના તેના પોપટ પાસે ગઈ.

**ભમરીઃ** ને બા ! આપ પણ ? બા ! ભમરો ડંખ્યો ! વાહજી વાહ ! કેવો ડંખ્યો ભમરો !

[ યુવરાજને કુમારીના ઓવારણાં લે છે ]

**શક્તિકુમારીઃ** ભમરી ! લે આ પાંજરૂં. મોકલ સાચાભક્તના આશ્રમમાં યુવરાજનાં નામના સદાવ્રત અનાથને આપવા.

**ભમરીઃ** જી.

[ પાંજરૂં લઇ જાય છે ]

**શક્તિકુમારીઃ** રાજ ! વિલાસમાં કર્ત્તવ્ય વિસરાય છે. આજે પંખીને પિંજરથી છોડાવી, આપ મારા ગુરુ બન્યા.

**વસંતઃ** મને ચડેલાં ઝેરને પીનાર જીવનામૃત દેનાર દેવિ ! હું તે તને શું શિખવું ?

**શક્તિકુમારીઃ** રાજ ! ફૂલ દેવને ધરાય છે. લ્યો આ વસંતબાગનું ગુણિયલ ગુલાબ.

**વસંતઃ**

[ ગુલાબ લઇ ]

આ ગુલાબ ! તું ગુલાબ ! તારે હૈયે ગુલાબ ! તારાં ગાલ ગુલાબ. ઓ ! મીઠી ગુલાબ !

[ ફૂલને ચુંબે છે, શક્તિકુમારીને ચુંબે છે. ફૂલને કુમારીની વેણીમાં મેલે છે, ને વેણીને ચુંબે છે. પ્રેમનમન નમતાં બન્ને જુદાં પડે છે ]

# પ્રવેશ ૮

**સ્થળ: સૂર્યપુરમાં રાજા સૂરસિંહનો બીલોરી મહેલ.**

[ જુદાં જુદાં આરસનાં પુતળાંઓ. બાજુમાં શરાબ—મદિરાનો ફૂવારો. ઉડતો, દડતો શરાબ—કિનાર પર પ્યાલાની રકાબી. ફૂવારની એક બાજુ તુર્કી ગટાર વગાડતી એક કંચની. બીજી બાજુ ફીડલ વગાડતી બીજી કંચની. ત્રીજી બાજુ મોરલી વગાડતી ત્રીજી કંચની. ચોથી બાજુ ડફ વગાડતી ચોથી કંચની. ફૂવારાને તીરે સાકી દારૂ વેચનાર ભરનાર સાકી. સૂરસિંહને ત્યાં મહારાજા મિજમાન. રામસિંહ, વસંતકુમાર, સૂરસિંહ, રૂપસિંહ, સુખદેવ, કામદેવ, દરબારીઓ, કંચનીઓ વિગેરે ]

**રામસિંહ:** વાહ, જી, વાહ! સૂરસિંહજી તમારી મેમાનગીરી. બસ મોજની રેલમ છેલ. આ બીલોરી મહેલનું સ્વરૂપ પણ ફરી ગયું. ઇન્દ્રભવન ખડું કરી દીધું. રૂપસિંહજી! હવે યુવરાજના લગ્ન જલદી આદરો, એટલે આવી ઓર મોજું માણીયે.

**સૂરસિંહ:** મહારાજા! આપની મીઠી નજર છે તો સહુ મીઠું ભાસે છે! મારો ગરીબ વૈભવ આપની પૂરી પરોણાગત શે કરી શકે?

**રામસિંહ:** ખાન, ખાન, સહુમાં ઓર, ઓર, લેહજત.

**રૂપસિંહ:** કૃપાનાથ! અંબાપુરીથી ખાસ બોલાવેલી કંચનીઓના નાચ આપ જોઇ ખુશ થશો. આ શરાબનો ફૂવારો. આ સાકી, શરાબ પિલાવનાર. કામદેવજી! નાચની આજ્ઞા આપો.

[ નાચ શરૂ થાય છે. શરાબ ઉડે છે. ગાતી, નાચતી કંચનીઓ પ્યાલા લઇ ફૂવારા પર બેસેલ દારૂ દેનાર સાકી પાસે સલામ કરતી પસાર થાયછે. શરાબનું મૂલ અશરફી આપે છે જે સાકી લેતો નથી ને શરાબ બદલ કંચનીઓના જુદા જુદા અંગે વિલાસમાં સ્પર્શે છે. નાચતી કંચનીઓ શરાબ અરસપરસ તેમ દરબારીઓને પાય છે પીયે છે ]

[ સંગીતનૃત્ય ]

સાકી ! સલામ ! ઓ ! સાકી ! સલામ ! ઓ ! સાકી ! સલામ !
ભરી દે જામ ! ભરી દે જામ ! ભરી દે જામ ! ભરી દે જામ !
સાકી ! સલામ ! ઓ સાકી ! સલામ ! ઓ ! સાકી ! સલામ !
સાકી ! પ્યાલો શરાબનો પા રંગભીનો મદભર્યો.
દિલદાર ! દિલને તખ્ત, ઇશ્કેજામ પાંઉ પૂરેપૂરો.
સાકી ! સલામ ! ઓ ! સાકી ! સલામ ! ઓ ! સાકી ! સલામ !
મદમસ્તીમાત્તી આંખડીનો કૈફ મુજ હૈયે ચડયો.
એ ઇશ્કનો તુજ નૈણમાં ભરપૂર ભંડારો ભર્યો.
સાકી ! સલામ! ઓ સાકી ! સલામ ! ઓ ! સાકી ! સલામ !
ફૂલી, ખુલી, જો છાતડી, દિલદાર ! દિલજામે ભરી.
એ છાતડીયે વાતડી હા ! કામણભરી કાને કહી.
સાકી ! સલામ ! ઓ સાકી ! સલામ ! ઓ ! સાકી ! સલામ !
એ જામચટકી, અટકી, ઝટકી, ખટકી, આંખે મોજમાં.
બસ પ્યાલો ભર ! બસ, પ્યાલો ભર ! બસ, શોખમાં–પૂર શોખમાં !
સાકી ! સલામ ! ઓ ! સાકી ! સલામ ! ઓ ! સાકી ! સલામ !

**રામસિંહ:** વાહ ! વાહ ! વાહ ! વાહ !

**રૂપસિંહ:** શાબાસ ! શાબાસ !

[ મોતીનો હાર કાઢી કંચનીઓને આપે છે. કંચનીઓ રૂપસિંહને શરાબ આપી મદિરાની રેલમછેલ ઉડાવતી જાય છે ]

**સૂરસિંહ:** મહારાજ ? આપ હવે આરામ કરવા પધારો.

**રામસિંહ:** અરે ! આવી મોજમાં રાતોની રાત વિતે તો ખબરે ન પડે !

**રૂપસિંહ:** પધારો મહારાજ ! શયનસ્થાનમાં ! હું આપની હઝુર રહીશ ને સુખદેવ યુવરાજશ્રીની હઝુર રહેશે.

[ સહુ જાય છે. થોડી વાર પછી, ઉશ્કેરાયેલી કામિની મદિરાનો પ્યાલો લઇ ચોતરફ જોતી આવે છે ]

**કામિની:** પ્રલયના તોફાન પ્હેલાં હોય તેવી સૂનકાર શાંતિ પ્રસરી છે. પ્રગટ તારી પૂર્ણ કળા, ઓ કામિની !

[ સૂરસિંહ ધીમે ધીમે પગલે ચારે બાજુ જોતો આવે છે ]

સૂરસિંહ: કેમ ?

કામિની: કેમ ?

સૂરસિંહ: શાંત નિદ્રામાં પડ્યા છે સહુ—મહારાજ—યુવરાજ, દરબારીઓ, ચોકીદારો. બે ભૂત જેવાં, બે ચોર જેવાં, બે ખૂની જેવાં હું ને તું જાગીએ છીએ.

કામિની: લે, લે, ઓ શૂરા સિંહ ! આ દિલને જોશ આપનાર જામ. ફતેહ છે તારી, સૂરસિંહ ! પૂરી કર, મારી-તારી મનોકામના.

સૂરસિંહ: કામિની !

કામિની: આ પ્યાલો પી.

[ પ્યાલો પાય છે ]

તારે ડગલે ને પગલે વિજય છે, પરાક્રમ છે. લે ! લે ! આ કાતિલ કટારી ને ચલાવ તેને. લે રામસિંહનો ભોગ ને પ્હેર તેનો તાજ !

સૂરસિંહ: શું, બસ, એમજ ?

કામિની: શૂરવીર ! શંકા કેમ ?

સૂરસિંહ: હું, હું, ખૂન કરૂં ?

કામિની: હિંમત હારે છે, ભીરૂ ! ફરી, ફરી, નિશ્ચય કર્યા પછીએ સૂજતો નથી રસ્તો ? તું ! આજ શેર મટી શિયાળ થયો છે ! લાવ ! લાવ ! બાયલા ! તે કટારી ! તે તારૂં કામ નથી. હું કટારી ચલાવીશ ! રામસિંહને હતો ન હતો કરીશ. એ ! તું કહીશ તેમ કીર્તિના કોટ જીતીશ, તેમ વચન આપી, તેં મને છેતરી ! બસ, આજથી આ કામિની ને તેનાં રૂપ તારાં નથી. કામિની તારા શયનગૃહમાં આજથી આવશે નહિ, નાલાયક રજપૂત !

સૂરસિંહ: પણ, ખૂન !

કામિની: ખૂન, ખૂન, હા ખૂન. કીર્તિ માટે, સત્તા માટે. ખૂન એ તો રાજખેલાડીઓના શિકાર છે. ઓ શૂરા શિકારી ! જો મારા નયન સામું. લગાવ મારી છાતીને હાથ. જો ત્યાં ખૂનનું જોમ ! સૂરસિંહ ! રાજપ્રપંચમાં ડર શો ? પાપ શાં ? બાપ કોણ ? બેટો કોણ ? નીતિ શું ? ઓ અસંખ્ય દુશ્મનદળને રગદોળનાર રજપુત ! આ તો એક બકરી-એક કીડી મારવી છે. ઉઠ, કર તારૂં કામ. મારો ને તારો સંબંધ આજની તારી હિંમત—મરદાનગીરી પર આધાર રાખે છે. નહિ તો કામિની તારી નથી ! અને કામિની ખૂન કર્યાં વગર રહેશે નહિ. રામસિંહ જીવતો જશે નહિ. લે !

લે ! આ કટાર.

[ કટાર આપેછે ]

સૂરસિંહ: તારા ખાતર, બસ, તારા ખાતર, હું રામસિંહનું ખૂન કરીશ. પણ, એક વાર ફરી જોઇ આવ, સહુ શાંત છે ?

[ કામિની જાય છે ]

મારો મેમાન ! ભોળો બીચારો ! સૂરસિંહ ખૂન કરે ? આ હાથ ખૂની કહેવાય ? બસ, હું, હું ખૂન નહિ કરૂં—

[ વિચાર કરતો હાલે છે ]

કામિની:

[ પ્રવેશ કરી દૂરથી સૂરસિંહને જોતાં સ્વગત ]

આ તો પાછો પાણીમાં બેસતો લાગે છે. ચાલ મારી કળાની કળ બદલું.

[ પ્રકાશ ]

ઓ ! ઓ ! શૂરા સૂરસિંહ ! મારૂં અપમાન ! તારી રાણીનું, તેના શિયળનું તારા ખુદના મ્હેલમાં અપમાન ! લાવ, લાવ, મને કટાર ખોસી મરવા દે—

[ ડુસકાં ભરે છે ]

સૂરસિંહ: શું થયું, હેં !

કામિની:

[ રડતી ]

હું મહારાજાને જોવા ગઇ. તે જાગી ઉઠયો. મને બાથમાં જકડી ને કહે આવ મારી સેજ પર. હું નાસી આવી.

સૂરસિંહ: ને પછી તે ?

કામિની: તે પાછો ઘોર નિદ્રામાં પડયો.

સૂરસિંહ: વૃદ્ધ બાયલા ! આમ, મારી રાણી સામે મારા મ્હેલમાં ? બસ, તારૂં ખૂન કરીશ. તને જીવતો નહિ જવા આપું !

[ કટાર ઉંચી કરે છે ]

સઘળું શાંત છે ?

[ ચંદા તથા ઉકો કાળા ઝભાઓમાં ગુપચુપ પ્રવેશ કરતા, અંદર જતા દેખાય છે ]

કામિની: સઘળું શાંત છે. સહુ ઉંડા આરામમાં છે. આપણા બે ને

કાળા અંધકાર સિવાય કોઇ જાગતું નથી. ઓ વિજયી નર! ચલાવ તારી કટાર. તારાજ મ્હેલમાં, તારી રાણીની ઈજ્જત પર હાથ નાખનાર તે બાચલાને હતો ન હતો કર.

**સૂરસિંહ:** હલકટ રામસિંહ! તારૂં ખૂન!

[ ઉશ્કેરાયેલો ધીમે પગલે જાય છે. દરમ્યાન ચંદા તથા ઉંકો નસ્સામાં બેભાન મહારાજા તથા યુવરાજને ખાંધ પર ઉપાડી ધીરે પગલે જાય છે ]

**ચંદા:**

[ સ્વગત ]

જેને રામ રાખે તેને કોણ ચાખે?

**કામિની:** તને જીવતો ન છોડું વસંત! શક્તિકુમારીના ભાવી સૌભાગ્ય-રાજના વારસ! તને હણું; તારૂં ખૂન કરૂં—

[ કટારી લઇ ચારે બાજુ જોતી ઉશ્કેરાયેલી જાય છે. થોડી વાર પછી પડદામાં બે ધીરી ચીસ સંભળાય છે. લોહીથી ખરડાયેલા હાથ તથા કટાર સાથે સામસામી બાજુથી ધીરે પગલે સૂરસિંહ તથા કામિની પ્રવેશ કરે છે ]

**સૂરસિંહ:** માર્યો મેં માર્યો—પણ તારા હાથ, આમ કેમ?

**કામિની:** તેં રામસિંહને માર્યો. મેં વસંતને માર્યો.

**સૂરસિંહ:** હેં! હેં! એમ કેમ?

**કામિની:** બાપ મરે ને બેટા જીવતો રહે, તો, કર્યું ન કર્યું થાય.

**સૂરસિંહ:** પણ, એ, તો?—

**કામિની:** પણ, બણનો વખત નથી. સૂરસિંહ! લાવ તારી કટાર. ચાલ, આ હથિયાર ને હાથ ધોઇ, બહારની સફેદીથી ખૂની દિલ ને હાથ છૂપાવીએ. શોક આદરીએ-રાજ હાથ કરીએ-સમજ્યો? એ શૂરવીર!

[ કામદેવ ગભરાયેલો આવે છે ]

**કામદેવ:** દગો! દગો! દગો!

**સૂરસિંહ:** શું?

**કામિની:** શું?

**કામદેવ:** મહારાજ, તથા યુવરાજને બદલે રાજા રૂપસિંહ ને કુમાર સુખદેવ મરાણા! મહારાજા ને યુવરાજનો પતો નથી!

સૂરસિંહ: હેં ! હેં !

[ ગભરાતો—હાંફે છે ]

કામિની:

[ એક ક્ષણ વિચાર કરી સેતાન જેવી મુખમુદ્રા કરી ]

તો પણ શું ? મહારાજ ને યુવરાજને જીવતા દાટીશ. કામદેવ ! બે સીપાઇનાં ગુપચુપ ખૂન કર. મહારાજ, યુવરાજ, રૂપસિંહ ને સુખદેવ મરાયા છે એમ જાહેર કર. કામિની આ પ્રસંગ જવા દેશે નહિં. સૂરસિંહ ! હું—અબળા નહિ—પણ પ્રબળ પ્રબળા ! ચાલ ! ચાલ ! શોક કર; રાજ હાથ કર; રાજ સત્તાની માયાની જાળ પાથર ! સેના તારા હાથમાં છે. બસ ! બસ ! આ સૂરસિંહ તારી સત્તાનો કોટ, આ તારી કામિની, તેના ભાઇ તથા બાપના લોહીના ચુનાથી ને તેમના મડદાંના પત્થરોથી બાંધશે—

[ કામિનીની સેતાન જેવી મુખમુદ્રા, ઉશ્કેરાયેલો, ગભરાયેલો સૂરસિંહ, વિસ્મય સાથે થીજી ગયેલો કામદેવ ]

[ ટૅબ્લો ]

# પ્રવેશ ૧

સ્થળ: સાચાભક્તનો એકાંતાશ્રમ.

[ સાચાભક્ત, મહારાજા રામસિંહ, વસંતકુમાર, ચંદ્ર, શૂરો, ચંદા, ઉકો, ગાંડીમા ને ભીલમંડળ ભજનની ધૂનમાં ]

**સાચાભક્ત ને મંડળ:**

[ સંગીત ]

એ અમૃતનૂરનો પ્યાલો રે, એ હરિહેતનો પ્યાલો રે,
એ પ્રાણજીવનનો પ્યાલો રે, પીયો, પીયો, ઓ પ્યારે! પ્રાણ!
ગગનઠામણે નૂર ભર્યું એ, ખૂટે ન તોયે નૂર;
ચંદાપ્યાલે સૂરજપ્યાલે ભરપૂર પીતાં નૂર,
ખૂટે ન નૂરનાં પૂરઃ ઓ પ્યારે! પીયો પીયો;
પીયો, પીયો, ઓ પ્યારે! પ્રાણ! એ અમૃત.
ગગન છલે, પાતાલ છલે ને છલે મીઠો દરિયાવ.
પીતાં, પાતાં, કોઈ ન થાકે. ભરભર પ્યાલા પાવ,
ઝરઝર પ્યાલા પાવ. ઓ પ્યારે! પીયો પીયોઃ
પીયો, પીયો, ઓ પ્યારે પ્રાણ! એ અમૃત.

**સાચાભક્તઃ** હરીજીના હેતનો પ્યાલો! હરીજીનું હેત એટલે અમૃત. એ હેત ગગનના ઠામણામાં ભર્યું છે. કાળનાં પૂર એ નૂરને ખૂટાવી શકતાં નથી. એ હેત પીયો ને પાવ; ને અમર થાવ.

**રામસિંહઃ** ભક્તરાજ! આપનો અમૃત જેવો પ્રસાદ અમારાં બળેલાં હૈયાં ઠારે છે. આપની વીરપુત્રી ચંદા ને ઉકાભક્તે મારાં તથા યુવરાજનાં એક ભયંકર કાવતરામાંથી રક્ષણ કર્યાં. અમારા ગણાયેલાએ અમને દગો દીધો ને પરાયાં પ્રભુજન અમારાં ઉગારનાર, આશ્રય આપનાર બન્યાં. પ્રભુ! પ્રભુ! ભક્તરાજ! આપ કહો છો તેમ, પરમાત્માની લીલા અગાધ છે.

**ગાંડીમા:**

[ ઉભી થઈ સાચાભક્તના ચરણ સ્પર્શી ]

બાપજી! ચંદા ને ઉકો તો આપના છોરૂ પેઠમ ઉછર્યાં શે. બાપજી! મારા ઉકાનું સગપણ ચંદા વેરે કરો. બેય હવે પણ્યા જેવડાં થયાં શે.

**સાચાભક્તઃ** ગાંડીમા ! બેસ. તારે ઉકાને પરણાવવો છે ? પ્હેલાં પુછ ઉકાને.

**ગાંડીમાઃ** એમાં તે વળી મારા ઉકલાને શું પુછું ?

**સાચાભક્તઃ** કેમ ઉકા ?

**ઉકોઃ** જી ?

[ નીચું જોઇ રહેછે ]

**ગાંડીમાઃ**

[ ઉકાને ]

બોલની ! બાપજી ! એ તો તમારાથી હરમાય શે ?

**સાચાભક્તઃ** કેમ ઉકા ?

**ઉકોઃ** ઉહું.

**સાચાભક્તઃ** કેમ ચંદા ?

**ચંદાઃ** પિતાજી ! હું શું કહું. ઉકો તો મારો નાનપણનો સાથી છે. પુછોને એને ?

**ચંદ્રઃ**

[ સ્વગત ]

આ વળી શી લીલા ? કયાં આ સુંદર વેલિ સમી બાલલલના, ને કયાં આ, પ્હેલવાન જેવો બોઘો બળદીઓ ?

**સાચાભક્તઃ** બોલ, બોલ, ઉકા ?

**ઉકોઃ** ઉહું.

**સાચાભક્તઃ** કેમ ઉકા ચંદાને પરણીશ ?

**ઉકોઃ** ચંદાને ? ચંદા તો મારી માતાજી. ચંદા તો શક્તિ. ચંદા તો મને ઘડી ઘડી ભગવાનને ઓળખાવનારી શક્તિ. હું તો ચંદાના પગની ધૂળ પૂજું.

**ગાંડીમાઃ** ધૂળ તારા પર. તંઈ શું 'ચંદા કામણગારી લાલ' ગાયા કરે શે.

**ઉકોઃ** મા ! જો આંખનાં કાજળનાં કામણ જુઠાં. એ કામણ તો કામવાળાં. મારી ચંદાના કામણ તો જીવને ઠારે ને ઉગારે. એનું મુખ જોતાં ભગવાન જડે. એ તો મારી ઠાકોરમૂર્તિ. હું તો એને પૂજું. આ આંખ મારી ચંદાથી દૂર રહે, એટલી પ્રભુથી દૂર રહે. એ ડોસલી ! સંસારી વાત જવા દે.

**ચંદ્ર:** વાહ, ઉકાભક્ત ! વાહ, ધન્ય છે.

**રામસિંહ:** આપના આશ્રમમાં પ્રભુ રમી રહ્યા છે.

**ગાંડીમા:** હું તારે જાવ શું. બાપજી ! ઉકો ભગત થીયો તે ભલું થયું. પણ, ઉકો ઘર માંડે. મારે ઉકાનો દીચરો રમાડવો શે. એનો દીચરો નજરે જોઉં, તો ગતે જાઉં.

[ જાય છે. ત્યાં તીરકમાન લઇ બરછીયાને આવતો જોઈ ]

આ, વળી બીજી મુરતી આવી.

**બરછીયો:** **ગાંડીમા ! રામરામ.**

**ગાંડીમા:** **રામરામ !**

[ જાય છે ]

[ બરછીયો બાણકમાન નીચાં મુકી સર્વનાં પાદસ્પર્શ કરી, ઉકા પાસે બેસે છે. ઉકો તેનો વાંસો ઠોકી ખોળામાં બેસારી દીએ છે ]

**શૂરો:** **બરછીયા** ! બહુ દિવસે દેખાણો. **મહારાજા** ! આ બટુક કોઇ જુદી માયા છે. બાણ ને કમાન તેનાં રમકડાં છે. તે સચોટ બાણુાવળી છે. તેનો ઘા ખાલી જતો નથી.

**સાચાભક્ત:** બેટા **બરછીયા** ! તારાં બાણકમાન બહુ વાલાં છે તને ?

**બરછીયો:** બાપજી ! બાણકમાન તો મારી માળા. બાણને રણકારે મને **ભ**ગવાન સાંભળે, ને બાણ ને કમાન મને ભગવાન અપાવશે.

**રામસિંહ:** આ વળી ઓર બુટી ! બાણકમાને તે **ભ**ગવાન મળે ?

**બરછીયો:** હા.

**રામસિંહ:** શી રીતે ?

**બરછીયો:** **મહારાજા** ! આપ જો આપની તલવાર ચલાવો તોજ આપને **ભગવાન્** મળે. ભગત્બાપા માળા ફેરવે ને તેને **ભગવાન્** મળે. **શૂરા** કાકા શૂરવીરાઇથી **ભગવાન્** પામે. પણ, **બરછીયો** તો, બાણકમાન સાધે ને **ભગવાન્** સાધે.

**વસંતકુમાર:** સત્ય છે બાલશૂરવીર ! સત્ય છે. પિતાશ્રી ! આ **બટુક**ના સાદા શબ્દોમાં મહાસત્યોનું ગંભીર તત્ત્વ સમાયેલું છે. ક્ષત્રીઓને તો તેમનાં શસ્ત્રજ મોક્ષ અપાવે.

**ચંદ્ર:** સત્ય છે. ક્ષત્રીઓ **શસ્ત્ર** છોડે તો નરકના અધિકારી થાય.

**ચંદાઃ** બરછીયા ! સંભળાવ સહુને તારૂં બાણકમાનનું ગીત.

**શૂરોઃ** હા, થવા દે.

[ ઉકો બરછીયાનો વાંસો થાબડી ઉભો કરી તેના હાથમાં બાણકમાન આપે છે. બરછીયો પેંતરો મારી, બાણકમાન ઉંચાં કરી, ગાય છે ]

**બરછીયોઃ**

[ સંગીત ]

મારાં બાણ ને કમાન,
મારાં બાણ ને કમાન;
સનનનન મારાં બાણ ને કમાન.
તડડડડ તોડે એ ઉડતાં નિશાન. મારાં.
ચરર ચીરે એ દુશ્મનની છાતી.
કડડ વીજ જેમ પડે રોષરાતી. મારાં.
ધ્રૂજે ધરણી ને ડોલે આસમાન,
બરછીયો ધારે, જ્યાં બાણ ને કમાન. મારાં.

**ઉકોઃ** રંગ છે બરછીયા બહાદુર.

**ચંદ્રઃ** આ વીરબટુક સમજે છે તેટલું આપણે આપણું કર્તવ્ય સમજીએ છીએ શું ? આજ્ઞા આપો, સહુ કૃપા કરી આજ્ઞા આપો. આ મારા હાથે હું તે કૃતઘ્ની, મોહવાશ પિતાનું માથું ઉડાવીશ.

**બરછીયોઃ** ચંદર બાપુ ! મને સાથે લઈ ચાલો. હજારો મનખ વચ્ચમાં, એક તીરે, કહો તો, તેનો મુગટ પાડું. બીજે તીરે તેની આંખ ફોડું. ત્રીજે તીરે તેની છાતી ચીરૂં.

**ચંદ્રઃ** હું જાઉં છું.

[ મહારાજા રામસિંહ તથા સાચાભક્તને માથું નમાવી ]

મને આજ્ઞા આપો. એક ક્ષણ પણ હવે હું ધીરજ નહિ ધારૂં.

**સાચાભક્તઃ** ધીરે ધીરે, બાપુ! ધીરે ધીરે. ઉતાવળા સો બાવરા, ધીરા સો ગંભીર.

**રામસિંહઃ** ચંદ્ર ! ભક્તરાજ સત્ય કહે છે.

**શૂરો:** મહારાજ ! આપનો આ દાસ નકામો બેસી રહ્યો નથી. મારૂં ભીલગણ તૈયાર છે. કાલેજ મહાદેવીને મંદિરે ભેગા થઇ આપની સેવામાં તેમનાં શરીર હોમવા તેમણે સોગન લીધા છે. પણ મારા ભીલગણને રાજ લશ્કર, તાલીમવાળા જબરજસ્ત તોપ ને શસ્ત્રના સરંજામવાળા લશ્કર સામે થવાનું છે. એટલે હું ખોટું યાહોમ કરી, તુટી પડી, પતંગીયા પેઠે આપણો નાશ કરવા માંગતો નથી. પણ હવે માસ ગયા તેટલા દિવસ નહિ જાય. રામનગરની વસ્તી નવા રાજ્ય ને તેના જૂલ્મથી ત્રાસી ગઇ છે. હું સેનાપતિ થવા તૈયાર છું. ફક્ત સારથી ગુરુની જરૂર છે. હું હાથ જેવો ઘા કરવા તૈયાર છું. ગુરુની, સારથીની આંખ માર્ગ દાખવે.

[ સાચાભક્તના ચરણ પકડી ]

આજે હું આ મારા દેવ જેવા મોટાભાઈ ભક્તરાજના ચરણના સોગન લઉં છું. જ્યાં સુધી મારા ધણીને રામનગરની ગાદી નહિ અપાવું ત્યાં સુધી હું નહિ જપું.

**રામસિંહ:** ધન્ય છે શૂરાભાઈ, ધન્ય છે તમારી રાજભક્તિને.

**શૂરો:** બેન ચંદા ! કેમ ચાલે છે ભીલસ્ત્રીઓની લશ્કરી તાલીમ ?

**ચંદા:** શૂરા કાકા ! સમય પ્રમાણમાં સારી ચાલે છે. ભીલ પુરૂષો પેઠે ભીલસ્ત્રીઓનું લશ્કર સજ્જ થતું જાય છે. સબળ જોદ્ધાની માતાઓ ને સ્ત્રીઓ સબળ કેમ ન હોય ?

**રામસિંહ:** શું ચંદાકુમારી ભીલસ્ત્રીઓને લશ્કરી તાલીમ આપે છે ?

**ચંદ્ર:** ધન્ય છે આ શક્તિને.

**વસંતકુમાર:**

[ આકાશ સામું જોઇ ]

હા ! હા ! આંખને અંધારાં આવે છે. માર્ગ સૂજતો નથી. મને જીવન આપનાર દેવી કયાં ગઇ ? નેત્ર વિનાનો, હૃદયવિનાનો, આત્મા વિનાનો, એ દેવી વિના હું શું કરૂં ? ગેરૂ ધરૂં, સન્યાસ ગ્રહું; સંસાર વિસારૂં, વન સેવું-કે પ્રેમજોગી થઇ, મારી દેવીનું કીર્તન કરતો, તેને શોધું ? કે, યા હોમ કરી, યુદ્ધ આદરૂં ? શું કરૂં ? શું કરૂં ? હા ! હા ! વન, સંસાર, કે રણક્ષેત્ર ? જોગ, પ્રિયા, કે રણસંગ્રામ ? અરે ! લાવો, કો લાવો, મારી જીવનદાતા દેવી.

**રામસિંહ:** ભગવાન ! હાય ! તે કુમારીની; હવે તે ત્યાં, શું દશા થતી હશે. આપણે આપણાજ વિચારમાં બીજાને વિસરી જઇએ છીએ.

**ચંદ્ર:** કૃપાનાથ ! હું આજે મારાં બેનની ભાળ માટે નીકળી જાઉં છું. મને આજ્ઞા આપો.

**સાચાભક્ત:** ચંદ્રકુમાર ! સુખેથી જાવ. પણ વેશપાલટો કરી જજો. હજુ થોડી વધારે ધીરજની જરૂર છે. ને ભાઈ શૂરો પણ તમારી સાથે તે પ્રમાણે આવશે.

**શૂરો:** અમે આજ રાતનાજ રામનગર તરફ પ્રયાણ કરીશું.

**સાચાભક્ત:** ચાલો હવે, સંધ્યાસમય થયો છે.

[ સહુ જાય છે, ચંદા તથા ચંદ્ર સિવાય ]

**ચંદ્ર:**

[ ચંદાને નમી ]

દેવી !

**ચંદા:** આ શું વળી ?

**ચંદ્ર:** દેવી ! તારી પૂજા.

**ચંદા:** કોઇ શક્તિને નમો. હું તો, કુમાર ! એક રંક માનવજાત છું.

**ચંદ્ર:** દેવિ ! અહો શક્તિ ! સ્વિકાર કર, આ દાસનો સ્વિકાર કર. તારા પ્રેમ વિના, તારી મીઠી નજર વગર, તારી કરૂણા વગર, અધુરૂં છે આ જીવન.

**ચંદા:** કુમાર ! આ ધામમાં કર્તવ્યની, ધર્મની વાતોજ થાય છે.

**ચંદ્ર:** શું પ્રેમ તે ધર્મ નથી ? લગ્ન તે ધર્મ નથી ?

**ચંદા:** કુમાર ! હું શું કહું તમને ? આ શરીર, આ મન, આ આત્માને કામદેવના કોડ નથી સ્પર્શ્યાં હજી. હું તો મારા આનંદમાં, મારા ધર્મમાં મસ્ત છું. બહુ કરવાનું છે મારે.

**ચંદ્ર:** કુમારી ! તારે બહુ કરવાનું છે. તો, હું તારો દાસ થઇ, તારો હુકમ ઉઠાવવા સજ્જ છું. પણ કહિં આશા ?

**ચંદા:** કુમાર ! ગોપીઓ કહેતી કે કૃષ્ણચંદ્રની વાંસળીમાં વશીકરણ છે !

**ચંદ્ર:** હા ! કુમારી ! તેવુંજ વશીકરણ તારી મુખની મુરલીમાં છે. તારા નેત્રના બાણમાં છે. તારા આત્માની અભિલાષામાં છે.

ચંદા: પણ, કુમાર! તમે અંજાયા હો, પણ, હું તો હજુ અંજાઇ નથી. હા, હો!

ચંદ્ર: તો દેવિ?

ચંદા: તો તમારી દેવીને આરાધો, પૂજો, સેવો, મનાવો, રીઝાવો, સાધો.

ચંદ્ર:

[ નમીને ]

મહાદેવિ! આ ત્હારો દાસ તેના હૈયાનાં મંદિરમાં તારી દિવ્ય મૂર્તિની સ્થાપના કરે છે. આજથી હું તારૂં નામ જપીશ. તારી સેવા કરીશ. તારાં ચરણ સેવીશ.

[ ચંદાના પગને સ્પર્શે છે ]

ચંદા: અધુરી છે, અધુરી છે, હજી, તમારી પૂજા ને સેવા.

[ ચાલી જાય છે ]

ચંદ્ર: દેવિ! દેવિ! દેવિ—

[ પાછળ જાય છે ]

# પ્રવેશ ૨

સ્થળ: રામનગરમાં શક્તિકુમારીના મ્હેલમાંનો એક ભાગ.

[ શક્તિકુમારી કાળા વસ્ત્રમાં, છૂટે કેશે, અલંકાર વગર પ્રવેશ કરે છે ]

**શક્તિકુમારી:** એક વર્ષ થયું ? હેં ! શું, એક વર્ષ થયું ? જાણે હજી બધું કાલેજ બન્યું. મહારાજા ને યુવરાજ મરાયા ! સૂરસિંહ સિંહ મટી શ્વાન બન્યો ! રામનગરની પ્રજા ત્રાસના, જૂલ્મના અન્ધાર-મહાસાગરમાં ડુબતી ચાલી ! આજ રામનગર સૂરસિંહના રાજ્યારોહણની જયંતિ ઉજવશે ! હું આજે મહારાજ ને યુવરાજની મરણતિથિ પાળીશ. રામનગરના દુઃખી ઇતિહાસનું આજે એક વર્ષ પૂરૂં થયું ! શું એક વર્ષ થયું ? હેં એક વર્ષ થયું ?

**સૂરસિંહ:**

[ પ્રવેશ કરી ધીમે સાદે ]

પુત્રી ! બેટા ! શાંત થા; ધૈર્ય રાખ. સદાની તું સમજુ છે.

**શક્તિકુમારી:** આપ શું કહો છો ?

**સૂરસિંહ:** પુત્રી શોક તજ. તારી ચિંતા કરનાર તારા પિતા ને તારી મા—

**શક્તિકુમારી:** પિતા ! મારી ચિંતા કરશો નહિ. આપ આપની ચિંતા કરો.

**સૂરસિંહ:** શું ?

**શક્તિકુમારી:** પોતે ડુબતો હોય તે બીજાને શું તારે ? પત્થર તર્યા કહેવાય છે, પણ તે તો શ્રી રામજીનાજ નામે.

**સૂરસિંહ:** પુત્રી આજે તો રામનગર મારા રાજ્યારોહણની જયંતિ ઉજવે છે.

**શક્તિકુમારી:** આજે હું મહારાજા તથા યુવરાજની મરણતિથિ પાળું છું. આજ તો મારે શોકનો દિવસ છે.

**સૂરસિંહ:** આજે રાજ્ય તો ઉત્સવ પાળે છે.

**શક્તિકુમારી:** લોકના હૃદયમાં આજે શોક છે. બહારના દેખાવથી હું છેતરાતી નથી.

**સૂરસિંહ**: હું હસું ને તું શોક પાળે! હું અલંકારમાં ફરૂં ને તું કાળાં વસ્ત્ર પરિધાન કરે! જો મહારાજા ને યુવરાજ મરાયા તેમાં—

**શક્તિકુમારી**: લોક કહે છે કે તમે, હા તમે પોતે, મહારાજ તથા યુવરાજનાં ખૂન કર્યાં! સૂરસિંહ! સૂરસિંહ તું રાજા નથી–ખૂની છે, ચોર છે; સિંહ નથી, શ્વાન છે. તારો મુગટ–હા! રાજમુગટ ચોરીનો માલ છે–હા! લૂંટનો માલ છે, નિમકહરામીનો માલ છે. હા! ચોર! લુંટારા! નિમક-હરામ! ખૂની!

**સૂરસિંહ**: ઘેલી ન થા. કુમારી! દુ:ખ વિસાર. આજે તારૂં સગપણ મેં ને તારી માતાએ—

**શક્તિકુમારી**: શું?

**સૂરસિંહ**: હા! રાજા કામદેવ સાથે કરવા ધાર્યું છે. તારા લગ્ન જલદી કરીશું, ને સઘળું વિસારે પડશે.

**શક્તિકુમારી**: શું યુવરાજ મરાયા છેજ?

**સૂરસિંહ**: તેમાં શો સંદેહ.

**શક્તિકુમારી**: લગ્નના લૌકિક આચાર પ્હેલાંજ, હું યુવરાજને વરી ચૂકી છું. યુવરાજ જીવતા હોય, તો હું સધવા છું. યુવરાજ વિદ્યમાન ન હોય, તો હું વિધવા છું.

**સૂરસિંહ**: તારૂં મન હાથ નથી! તારી ચિંતા તારા પિતાને કરવા દે.

**શક્તિકુમારી**: પાળે પોષે તે પિતા!

**સૂરસિંહ**: તો, શું, હું તારો પિતા નથી?

**શક્તિકુમારી**: તમે આ દેહના પિતા છો; પણ હવે, તમે તમારો અધિકાર મારા પરથી ગુમાવ્યો છે. તમે તમારૂં ભલું જાણતા નથી. તમે ડુબો છો. તો, તમે તમારી સંતતિનું ભલું, કયાંથી સમજો!

**સૂરસિંહ**: હું રાજા છું તે તું—

**શક્તિકુમારી**: રાજા? રાજા? રક્ષણ કરે તે રાજા!

**સૂરસિંહ**: શું મારો ધર્મ હું—

**શક્તિકુમારી**: ધર્મ ધર્મ? ધારણ કરે–ધારે–તારે તે ધર્મ. એ મોહવશ સૂરસિંહ! એક વખત હું તને ઘંટાઘોષ કરી કહું છું. ચેત! ચેત! શ્વાન મટી સિંહ થા. કીર્તિ, કામિની ને કંચનની માયામાં ડુબતા પત્થર! તારૂં

પાપ સમજ, પશ્ચાતાપ કર. પ્રભુ પાસે દયા માગ. જેનું લીધું છે તેને પાછું આપ.

**સૂરસિંહ:**

[ સ્વગત ]

શું કહું ? શું કરૂં ? આ કુમારિકા સત્ય કહે છે. શું કહું ? શું કરૂં ? શું કહું ? શું કરૂં ?

[ શક્તિકુમારી સામે જોઇ નીચું જોતો ચાલ્યો જાય છે ]

**શક્તિકુમારી:** ધર્મ ! ધર્મ ! ઓ ધર્મ ! ઓ ધર્મને પાળનાર કર્મ ! ઓ **પ્રભુ** ! ઓ સારથી ! ઓ યોગેશ્વર **કૃષ્ણ** ! મારો હાથ પકડ. ધર્મક્ષેત્રે હું આજ ઝુઝું છું. ઓ **નાથ** ! करिष्ये वचनं तव—હું આપનો સ્વિકાર કરૂં છું. ઓ ! મારા ગુરૂ ! ઓ મારા સારથી ! આ અંધકારમાંથી પ્રકાશ આપ. આ અસત્ય જીવનમાંથી સદ્‌માર્ગે દોર. મારૂં કર્તવ્ય શિખવ. હા ! હા ! શું તેઓ જીવતા છે ? દિનાનાથ ! તું દયાળુ વિશ્વંભર છે. ઓ ગુરૂ માર્ગ દાખવ. મારા મનના, આત્માના, જીવનના ધર્મની જ્યોત જગાડ. સંસારની માયા ને લૌકિક જીવનને ત્યાગી હું કર્મયોગ–ધર્મયોગનાં વ્રત સ્વિકારૂં છું. આ મ્હેલ છોડી, હું મારા દેશને કાજે, મારા પ્રેમને કાજે, વન, વન, ગૃહ, ગૃહ, આથડીશ. મારા પ્રેમી યુવરાજને શોધીશ–ધર્મ પ્રેરીશ–ધર્મયુદ્ધ કરાવીશ. મારા રીબાતા દેશને તારીશ. તેનો ઉદ્ધાર કરીશ. **મીઠી** ! ઓ **મીઠી** ! **ભમરી** !

**મીઠી:**

[ પ્રવેશ કરતાં ]

જી, બા !

[ મીઠી ને ભમરી આવે છે ]

**શક્તિકુમારી:** જો ! મારા સુવર્ણકપાટમાં કેસરીયાં વસ્ત્રમાં બાંધેલ શણગાર છે. તે તેમને તેમ લાવ.

[ મીઠી જાય છે ]

**ભમરી:** બા ! આજ આપ શણગાર સજશો ? શોક તજશો ?

**શક્તિકુમારી:** યુવરાણી કે ચક્રવર્તી મહારાણીથી વિશેષ અધિકારના વાળા, ભમરી ! જો હું આજે સજુ છું. જો હું આજ મારા મોહ છોડું છું.

લૌકિક મટી અલૌકિક થાઉં છું.

[ મીઠી વસ્ત્રાલંકારની ગાંઠડી લઇ આવે છે ]

**મીઠી**: બા ! આ લાવી.

**શક્તિકુમારી**: છોડ તો.

**ભમરી**: બા ! આ તો ભગવાં !

**મીઠી**: શું, બા ! આપ ભગવાં ધારણ કરશો ?

**શક્તિકુમારી**: હા ! હું ભગવાં ધારીશ. આ મ્હેલ છોડી જઈશ.

[ મીઠી ને ભમરી નમે છે ]

**મીઠી**: બા ! મને સાથે લ્યો. હું આપની સેવા કરીશ.

**ભમરી**: બા ! આ ભમરી આપ વગર નહિ જીવે.

**શક્તિકુમારી**: છોકરીઓ ! તમારી મમતા હું જાણું છું. પણ હવે જુવો. મને મારો ધર્મ તેડે છે. તમે મારૂં માનશો ?

**મીઠી ને ભમરી**: જી, હા.

**શક્તિકુમારી**: તમે અત્રે રહો. તમને મારા સોગન છે. તમે રામનગરની પ્રજાને ગુપ્ત આશ્વાસન આપજો. કહેજો કે તમારૂં રક્ષણ કરનાર આવે છે. બિચારી મરતી, રીબાતી પ્રજાને ધૈર્ય આપજો. હું થોડા સમયમાં આવીશ. સબળ થઇ આવીશ. રામનગરનો ઉદ્ધાર કરીશ. જુવો સમય જાય છે. મને મારો દેશ તેડે છે. મને મારો ધર્મ તેડે છે. મને મારો પ્રેમ પ્રેરે છે. લાવ, લાવ, મારા જીવને વ્હાલા ભગવાં—

[ ભગવાં પરિધાન કરતી, માથે ભગવો ફેંટો બાંધતી, પગે પાદુકા પ્હેરતાં ]

[ સંગીત ]

મારા દેશને કાજ, મારા પ્રેમને કાજ, મારા ધર્મને કાજ,
આજ, ગેરૂ ધરૂં, આજ, ગેરૂ ધરૂં.
સોનાથી શ્રેષ્ઠ આ સોનેરી ગેરૂ રંગ,
દેશ, પ્રેમ, ધર્મકાજ, અંગે ધરૂં. મારા દેશને.
ઉષાનો રંગ એ. સૂરજનો રંગ એ.
અગ્નિનો રંગ એ. ગેરૂનો રંગ એ.
દેશ, પ્રેમ, ધર્મકાજ અંગે ધરૂં ! મારા દેશને.
આકાશે ઉડશું ને અગ્નિ પર ચાલશું.

૬

ચેતનાની જ્યોતની જ્વાલા જગાડશું.
ખમશું, ખમાવશું, ખેલશું ને ખેડશું.
ધર્મની ધારાને ધરતી પર રેલશું.
એ યજ્ઞકાજ સાજ, આજ, અંગે ધરૂં.
દેશ, પ્રેમ, ધર્મકાજ અંગે ધરૂં. મારા દેશને.

[ શક્તિકુમારીનું જવું. ભમરી ને મીઠીનું પ્રણામ કરવું ]

# પ્રવેશ ૩

સ્થળ: કામિનીનું ભવ્ય શયનભવન.

[ સંમોહિનીની અસરમાં બેભાન કોચ પર પડેલો સૂરસિંહ ]

**કામિની:** હા ! હા ! હા ! આ સૂરસિંહ ! જેનાં નામથી મહારાજ્યો ધ્રૂજતાં. આ નર–આ પુરૂષ મારી કરામતના પુતળાં માફક પડ્યો છે. મારે તાલે નાચે છે. મારે તાલે મોહનિદ્રામાં પડે છે. એ મારી જાદુભરી સંમોહિની! તારી–મારી, તારી મહામાયાનાં જાળમાં, કોણ માનવ કે દેવ બચી શકે તેમ છે ! સ્વચ્છન્દ ! વિલાસ–મનમાની–નવી નવી મોજ–મદમસ્ત ઇશ્કના અખૂટ મહાસાગરમાં, એક વિહારનૌકા સમી, હું વિહરૂં છું. હું તરૂં છું. ને, દિલ ચહાય તેને ડુબાડું છું. પણ, હજુ, રામસિંહ કે વસંતની ખબર નથી. લોક કહે છે કે તે જીવતા જાગતા છે. નથી તેમની પરવા મને. પણ ! યા કિસમત્ ! તે છોકરી શક્તિ મ્હેલ તજી ચાલી નિકળી, ગઈ. અજબ–ગજબ છે તે શક્તિ. પણ તેનું ચાલ, થઇ પડશે.

[ તાલી બજાવે છે. બીજી બાજુ પડદામાં કામદેવ તાલી બજાવે છે. કામિની કામદેવને આવવા ઇશારત કરે છે. કળાવતીને ઇશારે બોલાવી, ઇશારેથી સૂરસિંહને અંદર લઇ જવા સૂચવે છે. કળાવતી સૂરસિંહના પૈડાંવાળા કોચને અંદર લઇ જાય છે ]

**કામદેવ:**

[ કામિનીને ખંભે હાથ મુકી ]

બસ, તે ચાલી ગઇ, ગઇ તે, તે ગઇ ! ગઇ !

**કામિની:** શું, ગઇ ગઇ કરે છે, ગાંડા ઘેલા પેઠે ?

**કામદેવ:** ગઇ, ગઇ, તે ગુલબદન.

**કામિની:** ને રાજા કામદેવ રહ્યા રાણી વગર.

**કામદેવ:** બસ, તેરી કસમ ! બસ, તેરી કસમ ! એ ગુલબદન ગલડી શકુંતુડીને પકડી, તારા દેખતાં જકડી, તેના રૂપને ન લુંટું; તેની છાતી, આ મારા પગથી ન ચોળું, ચુંથું, તો, હું તારો યાર નહિ. ચલ, બસ ! લાવ, લાવ, શરાબ !

કામિની: પણ—

કામદેવ: પણ, બણ, જાને દે–જાને દે. ઇસ વક્ત રામનગરકા રાજ જાવ જહાનમમેં. હમકુ કયા પરવા–ઇસ વખ્ત! હમ હે સચા યાર, ઓ! દિલદાર!

કામિની: વાહજી વાહ, વાહ!

[ શરાબ આપે છે ]

કામદેવ:

[ શરાબ પીતાં ]

[ સંગીત ]

મજનુકુ દેખીયે–હા મજનુકો દેખીયે,
લયલાકી આંખસે–લયલાકી આંખસે.
હાં આશકકુ દેખીયે–જી, આશકકુ દેખીયે,
દિલદારકે દિલસે–દિલદારકે દિલસે–દિલદારકે દિલસે.

[ નાચે છે ]

કામિની: વાહ રે મીયાં!

કામદેવ: વાહ રે બીબી! દેખ મેરી જાન! આતી હે, આતી હે ગુલ-બદન–ડી–આતી હે. ને જો, મેં મોકલ્યા છે બે મારા તે લાવશે, રામસિંહ ને વસંતનાં માથાં. ફિર કયા ફિકર હે. રાજ હમારા, રાણી હમારી, રાજકી ગુલબદન નારી હમારી. નવ નવ નારી, નવ નવ સંગ! તેરી સાથ તો, એકજ રંગ!

[ કામિનીને આલિંગન દેતો ચુંબે છે ]

[ કળાવતી આવી કામિનીને ઇશારત કરે છે ]

કામિની: જો! જો! મેરા યાર! આજ આવ્યો છે તારા માટે અજબ શિકાર.

કામદેવ: ક્યા આઇ! વો! આઇ–વો, આઇ! ગુ–ગુ–ગુણસુંદરી. એક ગઇ, ઓર દુસરી પાઈ.

કામિની: હા, હા, તે આવી. તું અંદર જા. જો કળથી કામ લેજે.

કામદેવ: ઓર ક્યા? કળ, બળ, છળ, નિડર.

[ હસતો અંદર જાય છે. બીજી બાજુથી કળાવતી નગરશેઠ રાજપાલની દીકરી ગુણસુંદરીને લાવે છે ]

ગુણસુંદરી: મહારાણી સાહેબ! પ્રણામ કરૂં છું.

કામિની: આવો જી! ગુણસુંદરી બેસો. મેં તમારા રૂપગુણનાં ઘણાં ઘણાં વખાણ સાંભળ્યા છે. વખતો વખત આવતાં જાવ. આ દરબાર તમારો છે.

ગુણસુંદરી: આપની માયા માટે આભારી છું.

કામિની: મેં સાંભળ્યું છે કે તમારો કંઠ ઘણો મધુર છે. સંગીત પણ તમે બહુ સારૂં જાણો છો. કંઇ ચીજ સંભળાવશો.

ગુણસુંદરી: જી! કોઇ બીજી વખતે જરૂર સંભળાવીશ. મને હવે જવા આજ્ઞા આપો. હું સાસરે જતી હતી. ત્યાં કળાવતી મળી. કહે જે, બા સાહેબ યાદ કરે છે. જરા મળી જાવ. એટલે આજે તો, હું આપનું માન જાળવવાજ આવી.

કામિની: જરા આવો! આવો! થોડી વાર આનંદે વાત કરીએ.

[ ગુણસુંદરીનો હાથ પકડી અંદર લઇ જાય છે ]

જરા બેસજો જી. હું! બેસજો જી. આ આવી. એ ગુણની ગુમાની! તૂટે છે તારાં શિલ—દામન. હા!

[ કામિની પાછી આવે છે. એક શીશીમાંથી ઔષધી કાઢી મુખ પર ચોપડે છે ને બીજીમાંથી રૂનું પુંભડું ભીંજાવી કાનમાં મૂકે છે. કળાવતી ઈશારત કરે છે. તેના સામી કામિની ચપટી બજાવી ઇશારત કરે છે. કળાવતી નગરશેઠ રાજપાલના પુત્ર નૌતમલાલને લઇ આવે છે ]

કળાવતી: બા! આ આપણા નગરશેઠના પુત્ર નૌતમલાલ. નૌતમલાલજી! આ આપણાં મહારાણી સાહેબ.

[ કળાવતી જાય છે ]

કામિની: આવોજી નૌતમલાલ! અહો! નામ પણ નૌતમ, રૂપ પણ નૌતમ. આવો! આવો!

[ હાથ પકડી પાસે બેસાડે છે ]

જુવો નૌતમલાલજી આજ મેં તમને ઇશ્કેબહાર માણવા તેડ્યા છે. માણો મનમાની મોજ બેફિકર.

**નૌતમલાલ:**

[ ધ્રૂજતો ]

મહારાણી ! મને મરણમુખમાં મેલ્યો. **મહારાજ** જાણે. રાજા કામદેવ જાણે. મારી, મારા બાપની આબરૂ જાય. અમારી ફજેતી થાય. અમારાં ઘરબાર લુંટાય—

**કામિની:** અય ! નવ જવાન ! ઇશ્ક ઇજ્જતને લાત મારે છે. તું કોઇનો ડર ન રાખ. નિડર થઇ મનમાની મજા માણ.

[ કામિની તેને જબરાઇથી આલિંગન કરી ચુંબે છે. પ્યાલો ભરી દારૂનો પાય છે. નૌતમલાલ કામિનીને પાછી દારૂની પ્યાલી પાય છે ]

જો ! જો ! મદમસ્તી ભર્યો જામ ! મદમસ્તી ભરી જુવાની ! ચાલ ! ચાલ ! સુખસેજ પર.

[ કામિની વિહ્વલ નૌતમલાલનો હાથ પકડી અંદર લઈ જાય છે. કળાવતી પ્રવેશ કરી મુખમુદ્રા ને હાથની ચેષ્ટા, વિસ્મયસૂચક, કરતી જાય છે. કામિની નૌતમલાલને પકડી પાછી આવે છે. કાનમાં રાખેલ પુંબડાને આંગળી લગાવી, પોતાના ગાલ પર ચોપડી, રૂમાલે લુંછી નાંખે છે ]

**કામિની:** જતાં, જતાં, આ ચાર ! લે, લે, છેલો એક બોસો, એક ચુંબન—

[ નૌતમલાલ કામિનીને ચુંબે છે. એકદમ તેનું માથું ભમે છે ]

**નૌતમલાલ:**

[ ચક્કર ખાતો ]

હા ! હા ! હા ! હ—

[ માથે હાથ મારે છે. કામિની તેને ખેંચી, કોચ પર પછાડી, સરખો સુવરાવે છે ]

હાહ-હાહ-હું-મ-રૂં-છું-મારો-જી-વ-હા-આ રાક્ષસી-તેં-મને-મા-મા-ર્યો-માર્યો-હા-હ, હાહ-હા-

[ પ્રાણ છોડે છે. કામિની ખડખડ હસે છે ]

**કામિની:** હા ! હા ! હા ! આ મારી માયા ! ગયો, ગયો, પૂરો થયો-પતંગીયો ! હા ! હા ! હા !

[ સંગીત ]

મોહિનીની મહા માયાનાં મહારાજ્યો મેં માંડયાં.
માનવીનાં મન મોહે ભૂલે ભ્રમણાના ભરમાયા.
નારીના નયણાને બાણે, શૂર પૂર વીંધાયા.
કીર્તિ, કામિની, કંચનના એ ક્રૂર કટાક્ષની માયા.
મોહિનીની—
હું, નટવર નટી ! નટવર નટી ! નટવર નટી !
નાચ નચાવું ! નાચ નચાવું ! નાચ નચાવું !
ખેલ ખેલાવું ખાસા. જી, ખેલ ખેલાવું ખાસા !
રૂપ, રંગ, મદ, મોહની માયાના નવનીત તમાસા.
મોહિનીની—
આ દેહદીપના રૂપપ્રકાશે પતંગીયાં ઝંપલાતાં.
ભોગભૂલવણી ભમતા જીવડા જગત્–જાળ જકડાતા.
મરણમુખમાં મરે મલપતા મમતાના માર્યા.
રાજ–તાજના સાજસજૈયા, મારી માયામાં—
કેવા હાર્યા ! કેવા હાર્યા ! કેવા હાર્યા !

[ તાલી વગાડવી. કળાવતીનું આવવું. ]

**કામિની:** ગયો, ગયો, તે. જો, પોચાટ—

[ મરણ પામેલા નૌતમલાલના કોચને કળાવતી અંદર લઈ જાય છે ]

**ગુણસુંદરી:**

[ પડદામાં ]

અરે શિયળને કોણ લુંટી શકે તેમ છે? સતીને કોણ રોકી શકે તેમ છે?

**કામદેવ:**

[ પડદામાં ]

ચાલી ! એ ચાલી ! ગઇ—પકડો ! ચાલી !

**[ હાથમાં કટાર સાહી દોડતી ગુણસુંદરી પાછળ કામદેવ. કામિની ગુણસુંદરીના આડા હાથ લાંબા કરી ઉભી રહે છે ]**

કામિની: ક્યાં જશે તેમ ? અરે નાદાન છોકરી !

ગુણસુંદરી:

[ કટાર કાઢી કામિનીના છાતી સરસી તાકી ]

દૂર, દૂર, કુલટા ! રાક્ષસી ! દૂતી ! સાચને તે આંચ શી ? લે ! લે—

[ કટાર કામિનીને મારવા જાય છે. કામિની દૂર ખસે છે ]

ગુણસુંદરી: રાખી, મારે ભગવાને લાજ રાખી.

[ ચાલી જાય છે ]

કામદેવ:

[ ગુસામાં કામિની પાસે ધસી ]

ગઇ ! ગઇ ! બનાવી ગઇ ! તેં જવા દીધી.

[ કામદેવ કામિનીને તમાચ મારે છે. કામિનીની નાસીપાસી. કામદેવનું ગયેલી ગુણસુંદરી તરફ આંગળી દેખાડવી ]

[ ટૅબ્લો ]

# પ્રવેશ ૪

સ્થળ: સાચાભક્તના આશ્રમમાં એકાન્ત ઝાડી. મંદિર કાંઠે કુવો.

**રામસિંહ:** વનમાં, સત્સંગમાંએ શાન્તિ ન મળી. સંસાર જીત્યો નહિ. ને સ્વર્ગની સમૃદ્ધિ પણ ન સંભરી. કીર્તિ પણ મળી નહિ. ને મોક્ષમાર્ગે પણ ન સધાયો. મારા મનની અને જીવની નિર્બળતાએ લક્ષ્મી ગુમાવી; રાજ ગુમાવ્યું; ધર્મ ન જાણ્યો. ભુક્તિ ને મુક્તિના જોગ પણ ન સાધ્યા. ન પરખ્યા માણસને; ને, ન સાધ્યા દેવને. ધરતીનું રાજ્ય હતું તે ન પોષ્યું, ને ખોયું. સ્વર્ગની સરણી તૈયાર છે, પણ તે પર ચડવા શક્તિ નથી. અતૃપ્તિ, અશાંતિ, અસંતોષ, અજંપ સતાવે છે. ઓ વસંતકુમાર! તમારાં વચન મને હજુ યાદ આવે છે. પણ મેંજ સાપ ઉછેર્યો. તે દેવી જેવી ચંદાએ મને ને યુવરાજને બચાવ્યા. અમારા બદલે રૂપસિંહ ને તેનો પુત્ર મરાયા. પણ, પણ, ઓ દેવ! અહિં ભક્તરાજ ને શૂરવીર શૂરાની પૂરી અનુકંપા છતાં, મને લાગતું નથી, કે રામનગરનું રાજ અમે ભીલગણની મદદથી મેળવી શકીએ. ઓ! વિધિ! હું તે શું મુખ લઇ દુનિયામાં ફરૂં કે જીવું? મારૂ અકારૂં જીવન આજ મને ભારરૂપ થઇ પડયું છે. ઓ! ભગવાન્! ક્ષમા કર, ક્ષમા કર, મારો અત્યાચાર. મને આવવા દે, આ દેહ છોડી, તારા દરબારમાં—

[ કટાર કાઢી ]

ઓ તિક્ષ્ણ કટારી! આ દેહ, ને દેહનાં દુઃખ વિસરાવવા, તારૂં કામ કર.

[ કટારી તપાસે છે ]

**શક્તિકુમારી:**

[ પડદામાં ]

[ સંગીત ]

ચેતન સાહેબ નામ, ચેતન ચેતો.
ચેતન પ્રભુનું રૂપ, ચેતન ચેતો.
ચેતન નામ, સતજુગની ચાવી.
સહુ જુગમાં, તે એકજ ફાવી. ચેતન—

**રામસિંહ:** અહા ! ક્યાંથી આ ગેબી વાણી ? ઓ ચેતનના અલખ જગાવનાર જોગીરાજ ! કે, દેવ ! તું ! જે હો તે ! આ મન, આ દેહ, જીર્ણ છે. તેમાં ચેતન ક્યાંથી જાગે ?

**શક્તિકુમારી:**

[ પડદામાં ]

[ સંગીત ]

જગત્-જાળ બંધનના જાળાં,
મોહ-પરાધિનતાના તાળાં:
એ સહુની ચેતન છે ચાવી.
સહુ જુગમાં, તે એકજ, ફાવી.
એજ, એજ, સત્યુગની ચાવી. ચેતન—

**રામસિંહ:** સત્ય છે, સમજું છું; પણ સધાતું નથી.

**શક્તિકુમારી:**

[ પડદામાં ]

[ સંગીત ]

ચેતન જગનો ભૂપ ચેતન ચેતો.
ચેતન પ્રભુનું રૂપ ચેતન ચેતો. ચેતન—

**રામસિંહ:** આ જાગ્રતિના નાદ ! આ ભગવદ્‌ગીતા સમી ધર્મઘોષણાથી મારા મોહ જતા નથી. ઓ ગુરૂ ! ઓ બોધદાતા ! મારામાં અર્જુનનું સામર્થ્ય નથી. કો સંસ્કારીને તમારાં મહા સત્ય શીખવો. કો કર્મયોગીનાં જીવન પ્રેરો. મને મારે માર્ગે જવા દો. દુનિયા વિસરવા દો. ઓ પ્રિય કટારી ! કર, કર, તારૂં કામ.

[ કટારી ઉપાડે છે ]

**શક્તિકુમારી:**

[ પ્રવેશ કરતી ]

સબુર, સબુર, સાહસિક રાજન્ ! ક્ષત્રી તે આત્મહત્યા કરે ?

**રામસિંહ:**

[ કટારી તેના હાથમાંથી પડી જાય છે ]

ક્ષમા કરો, ક્ષમા કરો ઓ દૈવી સત્ત્વ! ક્ષમા કરો.

**શક્તિકુમારી:** ક્ષમા પ્રભુ પાસે માગો. તે દયાળુ છે. ઓ વૃદ્ધ રાજા! જેટલી મહા મુંઝવણથી મનને ભય પમાડો છો, તેટલી પ્રબળ ઇચ્છાથી, પ્રભુની પ્રાર્થના કરો. તે તમને શક્તિ આપશે. ધર્મ શિખવશે.

**રામસિંહ:** યોગીરાજ! કંઇ સૂજતું નથી.

**શક્તિકુમારી:** જ્ઞાન, પ્રકાશ, શક્તિ, આ અર્થે પ્રાર્થના કરો. પ્રભુની કૃપા ઉતરશે તમારા પર.

**રામસિંહ:** શું હું પ્રભુની કૃપાનો અધિકારી છું?

**શક્તિકુમારી:** પ્રભુની કૃપાનો અધિકારી કોણ નથી?

**રામસિંહ:** યોગીરાજ! રાજ ગયું. મારી અશક્તિયે ખોયું. યુવરાજ અસ્વસ્થ છે. મિત્રોની કૃપા છે. પણ, હજુ, તેનું ફળ નથી.

**શક્તિકુમારી:** ફળની ઇચ્છા પર ચોટ રાખી ચિંતાને ચકડોળે ચડો છો. માનવીઓને કર્મ-ધર્મનાજ અધિકાર છે. ફળદાતા ઈશ્વર છે. ફળભોક્તા ઈશ્વર છે. તેટલા માટે, પ્રભુપરાયણ જીવો કર્મફળને પ્રભુને સમર્પે છે.

**રામસિંહ:**

[ શક્તિકુમારીના ચરણ સ્પર્શી ]

ભલે પધાર્યા સાધુજન! ભલે પધાર્યાં! અણીસમયે આવી, આપે મને જીવતદાન દીધું. આપની શું સેવા કરૂં?

**શક્તિકુમારી:** રાજર્ષિ! પ્રભુને સ્મરો ને હું કહું તે કરો. હું તમારા પુત્રને સ્વસ્થ કરીશ. હું તમને સહુને કર્તવ્યમાં પ્રેરીશ. હું તમને ધર્મયુદ્ધની સામગ્રી તૈયાર કરી આપીશ; ધર્મયુદ્ધ કરાવીશ. શક્તિ, શાંતિ ને સંતોષ અપાવીશ.

**રામસિંહ:** ઓ ગુરૂદેવ! તારનાર! શરણ ગ્રહું છું, આપનું. કરો, કરો આજ્ઞા.

[ શક્તિકુમારીનાં ચરણ સ્પર્શે છે ]

[ ચંદ્ર તથા શૂરો પ્રવેશ કરે છે, પ્રણામ કરે છે ]

**ચંદ્રઃ** મહારાજ ! કુમારી રામનગરમાંથી તેમનો મ્હેલ છોડી ચાલી ગયાં છે ! તેમની ભાળ જડતી નથી !

**શૂરોઃ** રામનગરની પ્રજા ત્રાસમાં ડુબતી જાય છે.

**રામસિંહઃ** ચંદ્રકુમાર ! શૂરાભાઈ ! મને આજ શાંતિ, સબુરી મળી છે. હારી જતો, હું આજે આત્મહત્યા કરતો હતો. ત્યાં આ જોગીરાજ દેવે, મને બચાવ્યો; વચનામૃત પાયાં; આંખ ઉઘાડી; આશા આંજી. ને આપણા સહુના સમર્થ સારથી થવાની કૃપા કરી છે. આજથી સહુ આ દેવની આજ્ઞા પાળો. ધર્મ આચરો, ને બેફિકર રહો. આજે, મારા આત્મામાં ઉંડી શાંતિ જન્મી છે.

[ ચંદ્ર તથા શૂરો શક્તિકુમારીને નમે છે ]

[ ઉકો બે મારાઓને બાંધી આવે છે. એક મારાની આંખે લોહીભીનું કપડું છે. બીજાને અંગુઠે લોહીભીનું કપડું છે ]

**ઉકોઃ** આ ખુનીઓ, તેમનો પાઠ ભજવવા આવેલા ! પણ હાર્યા છે, બાપજી !

**શૂરોઃ** શું ? અરે તમે કોણ છો ? કેમ આવ્યા ? કયાંથી આવ્યા ? સાચું કહો.

**મારો પ્હેલોઃ** બાપજી ! અમારાં કરમ ફૂટયાં તે અમે અંઇ આયા. બાપજી ! લાલચ બુરી છે. રાજા કામદેવે અમને મોકલ્યા. કે જે, રાજા ને કુંવરનાં માથાં લાવો. કુંવરીને જીવતી પકડી લાવો. તો, સોનામોરથી કોઠી ભરી આપશું. બાપજી ! અમે જખ મારી. બાપજી ! મેં—

[ રામસિંહને બતાવી ]

આ મારાજને મારવા બાણ તાચ્યું. ને, આ આણે, કુંવરને મારવા બાણ તાચ્યું. કે ફટ લઇને, એક તીર ઉડતું આયું ને મારી આંખ ફૂટી. ને બીજું તીર આવ્યું. તે આનો અંગોઠો ભાંગ્યો. એ ! એ !

**ઉકોઃ** ને તે તીરબાજ બરછીયાનું પરાક્રમ. બાપજી ! તે વખતે તે ઝાડ પર બેઠો બેઠો તીર તાકતો હતો.

**મારો પ્હેલોઃ** બાપજી ! અમે નરક ખાધું ! અમને જીવતા રાખો. અમે આપ પાહે રે'શું. બાપજી ! આપને યાદ કરી રામનગરની વહતી કકળે શે.

**શૂરોઃ** નીચ હરામખોરો ! તમને રીબાવી રીબાવી મારવામાં આવશે.

**રામસિંહઃ** શૂરાભાઈ! યોગીરાજ મહારાજ કહે તેમ કરો.

**શક્તિકુમારીઃ** જાવ, તમને માફી છે. પણ, તમારે આશ્રમ છોડી જવું નહિ. પ્રભુભજન કરવું ને કામ કરવું. જો આશ્રમ છોડી નાસવા ગયા છો, તો તમારા માથાં જશે.

**મારો પ્હેલોઃ** એ નોધારાના આધાર! એ ગરીબને જીવાડનાર! ભગવાન તમારૂં ભલું કરો.

[ ઉકો બંને મારાઓને લઇને જાય છે ]

**રામસિંહઃ** શૂરાભાઈ! ચાલો જોગીરાજની પધરામણીની ભક્તરાજને ખબર આપીએ.

**શક્તિકુમારીઃ** આપ પધારો. હું નદીમાં સ્નાન કરી આવું છું.

**રામસિંહઃ** ચંદ્રકુમાર! તમે મહારાજ સાથે જાવ.

[ રામસિંહ, શૂરો જાય છે ]

**ચંદ્રઃ**

[ શક્તિકુમારીને નમીને ]

મહારાજ! યોગીરાજ! એક કૃપા કરો. મને જીવતદાન આપો.

**શક્તિકુમારીઃ** શું છે કુમાર!

**ચંદ્રઃ** મહારાજ! મને વશીકરણ મંત્ર શિખવો.

**શક્તિકુમારીઃ** કોને વશ કરશો. માયાને કે માયાતીતને?

**ચંદ્રઃ** મહારાજ! મારી એક મહામાયાને. મારી પ્રેમમૂર્તિને, મારા જીવનસર્વસ્વને.

**શક્તિકુમારીઃ** કોણ છે તે?

**ચંદ્રઃ** મહારાજ! મારી સ્નેહદેવી, મારી પ્રેમમૂર્તિ.

**શક્તિકુમારીઃ** તો, તેને પૂજો, સેવો, આરાધો.

**ચંદ્રઃ** યોગીરાજ! તેની નામમાળા જપું છું. તેના પાય પૂજુછું. તેને હૃદયથી આરાધું છું. પણ મારી દેવીની હજી મીઠી નજર નથી.

**શક્તિકુમારીઃ** અધિકારી થાવ, કુમાર! ભક્ત જ્યારે ભક્તિની પરાકાષ્ઠાયે પહોંચે, ત્યારે ભગવાન ભક્તાધીન બને. ભક્તની પાછળ ભમે. તમે અધિકારી

થશે, એટલે તમારી પ્રિયા તમને શોધતી સાધતી આવશે. તમારૂં મન માન્યું મળશે. આ વશીકરણ વિદ્યાનું રહસ્ય. સમજ્યા કુમાર !

ચંદ્રઃ હા, ગુરુદેવ !

# પ્રવેશ ૫

સ્થળ: રામનગરના બજારમાં અંધારી રાત.

**રાજપાલ:** કેમ? કેમ? ફોજદાર!

**ફોજદાર:** શેઠજી! ક્યાં પણ તમારા પુત્રનો પતો નથી.

**રાજપાલ:** હાય! મારો એકનો એક પુત્ર. ક્યાં શોધું? શું કરૂં? ફોજદાર સાહેબ રામનગરના અંધેરનો પાર નથી. પાંચ, પંદર દિવસે, માસે, બે માસે, જુવાનોના મડદાં નદીમાં તણાય છે. મને મારા પુત્ર માટે બહુ ફિકર થાય છે.

**ફોજદાર:** શાંત થાવ શેઠ! જુઓ તે ગુન્હેગારને પકડવા રાજ્યે એક લાખનું ઇનામ કાઢયું છે. પણ આ કામ નથી ચોરનું કે લુંટારાનું. સહુ મડદાં પર, દર દાગીના આબાદ રહે છે. જુવાન પુરૂષનાજ ભોગ લેવાતા જણાય છે.

**રાજપાલ:** ફોજદાર સાહેબ! આ અંધેર ક્યારે દૂર થશે? હવે તો—

**ફોજદાર:** ધીરે, ધીરે, શેઠ! જુવો પેલો સુબેદાર હમણાં આવશે. તે રાજા કામદેવનો માણસ છે. તમે શાંતિ રાખો. ચાલો, ફૂલી ગણકાને ત્યાં તપાસ કરીએ.

[ રાજપાલ તથા ફોજદાર જાય છે. સુબેદાર તથા જાલિમસિંહ પ્રવેશ કરે છે ]

**સુબેદાર:** જાલિમસિંહ!

**જાલિમસિંહ:** જી હજૂર!

**સુબેદાર:** જુવો, આજે નગરશેઠની દુકાન ફોડો. ચોરોને કામ કરવા દીઓ. માલ હાથ આવે, બે થપડ મારી, થોડી દક્ષણા આપી, જતા કરો. માલ મારે ત્યાં મોકલો.

**જાલિમસિંહ:** જી.

[ જાય છે ]

**સુબેદાર:** આજ તો રાજા કામદેવનો બીજો હુકમ છે. હમણાં તે સુંદરી નિકળવી જોઇએ.

[ જાલિમસિંહ તથા બીજા ત્રણ સશસ્ત્ર સીપાઇઓ આવે છે ]

સુબેદારઃ જાલિમસિંહ ! આવો, આ છૂપી ગલીમાં ભરાઇ જાઓ. હું સીટી વગાડું કે તમે તૂટી પડજો. રસ્તાના દીવા ગુલ કરજો. આજ તો રાજા કામદેવને રાજી કરી, હોદ્દે ચડશું.

સિપાઇઃ હેં ! હોદ્દે ચડશો ? બાપુ ! હાથીને હોદ્દે ?

સુબેદારઃ ચાલ ! બેવકુફ ! હાથીને હોદ્દે ચડું, તેમાં મારા છોકરાં ઘૂઘરે રમે ? પણ, જો, મમત મારામારીમાં, દાગીના પર ઝપટ મારી લેજો. તે મને આપી દેજો. બસ ચલાવ ! હવે છૂપાવ ! ચેતતા રહેો.

[ છૂપાય છે ]

[ નગરશેઠ રાજપાલની પુત્રી ગુણસુંદરી પિયરથી સાસરે જવા નિકળે છે. આગળ હાથમાં ફાનસ તથા ડાંગ લઈ, પગી ચાલતો જણાય છે ]

પગીઃ બેન ! ભાઇનો પતો હજી લાગ્યો નહિ.

ગુણસુંદરીઃ પગી ! શું કરીએ. મને આજે મોડું થયું. મારાં સાસુજી વાટ જોતાં હશે.

પગીઃ બેન ! તમે તો પિયરમાં પણ પૂજાવ ને સાસરામાં પણ તેમજ. લખમીનો અવતાર છો ! પણ, બેન ! મને ભાઇની ફકર થાય છે, હો !

[ એકદમ રસ્તા પરના દીવા ગુલ થાય છે ]

ગુણસુંદરીઃ પગી ! પગી ! આ શું ? આ એકદમ અંધારૂં ?

પગીઃ ફકર નઇ, બેન ! મારી પાસે ફાનસ છે.

[ પડદામાં સીટી વાગે છે. સુબેદાર તથા ચાર સિપાઇઓ આવેછે. ગુણસુંદરીને ફરી વળેછે. પગી ફાનસ ઉંચુ કરે છે ]

કોણ ? સુબેદાર સાબ ! આ શું ?

સુબેદારઃ એ પગા ! ચાલતો થા.

જાલિમસિંહઃ હા ! ચાલતો થા. તારી બાઇ ભલે અહિં રહી.

પગીઃ

[ ડાંગ પછાડી ]

મારી બેનને મુકીને ચાલતો થાઉં ? આ કંઇ તરકટ લાગે છે. દૂર, દૂર, ખસો—

[ ફાનસ મૂકી ડાંગ ફેરવેછે. સીપાઇઓ દૂર ખસે છે ]

સુબેદારઃ જાલિમસિંહ ! આ પગલાને પંજો દેખાડો. આ પરીને પ-કડો-જકડો-ઉપાડો !

ગુણસુંદરીઃ પગી ! ભાઇ—

પગીઃ બેન ! ન ગભરા. જ્યાં લગણ આ ખોરીયામાં જીવ છે, તાં લગમ, તને કોણ અડે તેમ છે ? દૂર ખસો, દૂર ખસો, એ ચંડાલો !

[ ડાંગ ફેરવે છે ]

જાલિમસિંહઃ ચલાવો ! શું જુઓ છો ?

[ સિપાઇઓ તલવાર કાઢે છે ]

સુબેદારઃ એ પગા ! મૂરખ થા માં.

પગીઃ મારા અન્નદાતાની દીકરી, જેનું લુણ મારી રગેરગમાં છે. શું, હું લુણહરામી થાઉં ?

સુબેદારઃ જીવનો જઇશ, હા !

પગીઃ સરગે જઇશ. મારા બાલબચ્ચાંને મારો શેઠ પાળશે. ને સહુનો ભગવાન કયાં સુતો છે. દૂર ખસો, દૂર ખસો, નહિ તો—

[ ડાંગ જાલિમસિંહને મારે છે. જાલિમસિંહ પડે છે ]

જાલિમસિંહઃ હા. જાય છે, જીવ મારો જાય છે.

[ મરે છે ]

સિપાઇઃ એમ, એમ, પગલા !

[ પગીને પાછળથી તલવાર મારે છે. પગી પડે છે ]

પગીઃ બેન ! ભગવાન બેલી છે. ન ગભરાઇશ. રામ-રામ-

[ જીવ છોડે છે ]

સુબેદારઃ છોકરી ! ચાલ મારી સાથે. મમત શા માટે કરે છે. રાજા કામદેવ તારી વાટ જુવે છે. ઘરેણાં આપ અમને.

ગુણસુંદરીઃ લ્યો મારા ઘરેણાં, મને જવા આપો, તો !

સુબેદારઃ લાવ.

[ ગુણસુંદરી ઘરેણાં ઉતારી આપે છે. સુબેદાર તેને કમરમાં છૂપાવે છે ]

ગુણસુંદરીઃ ઠીક મને જવા દીઓ.

[ જવા કરે છે ]

સુબેદારઃ એમ ન જવાય. અમારે તારા ધનનું કામ હતું. રાજા કામદેવ તારા તનના તલસ્યા છે. ને, તેને તારૂં તન સોંપી, અમારે વધારે ધન કમાવું છે. અમારે હોદ્દે ચડવું છે.

[ ગુણસુંદરીના આડો ઉભો રહે છે ]

ગુણસુંદરીઃ મારા શિયળનું ધન ! તેને કોણ અડનાર છે ? કોણ લુંટનાર છે ? લે ! લે ! પાપી !

[ સુબેદારની છાતીમાં કટાર ખોંસે છે. સુબેદાર પડે છે ]

સુબેદારઃ હાય–હાય–જી–વ–

[ મરે છે ]

સીપાઇઓઃ ખૂન ! ખૂન ! ખૂન !

[ કામદેવ સીપાઇઓ સાથે આવે છે. કટારયુક્ત ગુણસુંદરી સિંહણ જેમ ઘૂમે છે ]

કામદેવઃ પકડો એને. તેની કટાર હાથ કરો.

[ સીપાઇઓ ગુણસુંદરી પર ધસી, તેના હાથ પાછળથી પકડી, કટાર લઇ લે છે ]

કેમ હવે તારાથી શું થાય છે તેમ છે ? ઉઠાવો તેને.

[ સીપાઇઓ તેને ઉઠાવે છે ]

ગુણસુંદરીઃ આવો ! આવો ! નોધારાના આધાર ! ભગવાન્ તમે કે તમારો લાલ !

કામદેવઃ લાલ હું ! લાલા હું ! સીપાઇઓ ! ચલાવો !

ગુણસુંદરીઃ ઓ દીનાનાથ ! ધાવ ! ધાવ ! ઉગારો, તારો—

શૂરોઃ

[ પડદામાં ]

સબુર ! શિયળવતી ! ભગવાન્ સહુનો બેલી છે.

[ શૂરો, ચંદ્ર, ઉકો વિગેરે છૂપા વેશમાં આવે છે ]

**કામદેવ:**

[ ગભરાતો ]

આ કોણ વળી ? સીપાઇઓ ! સામનું કરો.

[ સીપાઇઓ ગુણસુંદરીને મુકી સામે થાય છે ]

**ચંદ્ર:** કોણ છે, શિયળવતીને અડનાર ? બેન ! આવ આમ ! ફિકર ન કર.

[ ગુણસુંદરી ચંદ્ર પાસે જાય છે ]

**શૂરો:** કેમ કામદેવ ? શું જોઇએ છીએ ?

**કામદેવ:** ચાલ્યા જાવ ! મારી પરીને લાવ.

**શૂરો:** જીવતા રહેવું હોય, તો, જા. નહિ તો, તારી પરી ને પ્રાણ બંને ખોઇશ.

[ શૂરો પિસ્તોલ સાથે તેના પર ધસે છે. કામદેવ નાસે છે. સિપાઇઓ નમી પડે છે. ગુણસુંદરી આશીર્વાદ દેતી, હાથ ઉંચા કરે છે. ઉકો દુશ્મન સામે ડાંગ ઉગામે છે ]

[ ટેબ્લો ]

# પ્રવેશ ૬

સ્થળ: સાચાભક્તના આશ્રમમાં એકાન્ત ભાગ.

[ યોગીરાજ શક્તિકુમારી ને વસંતકુમાર પ્રવેશ કરે છે ]

વસંતકુમાર: સારથી! સદ્ગુરુ! સખા! પ્રભુશક્તિના પરમ અવતાર! આપને પગલે કુમકુમ ઝરે છે. આપના સ્વર્ગ શા ઉન્નત બુદ્ધિશૃંગમાંથી જ્ઞાનનો પચંડ સૂરજ પ્રગટે છે. આપના કમળનયનમાંથી ધર્મની, કર્મની, પ્રેરક વિજળી ભભૂકે છે. આપના મનમોહન મુખમાંથી, જાગ્રતિધર્મના મંત્રો જગત્‌ને જગાડે છે. જ્ઞાનની ગંગા ને ભક્તિની જમનાનો સંગમ આપના જીવનયોગમાં છે. આજે, આજે, સખાભાવ પ્રગટ કરીશું? હૃદયગુહામાં રહેલા મર્મોની ગોઠડી કરી શું? હેં! સન્મિત્ર! હેં! સખા!

શક્તિકુમારી: કહો, કહો, કુમાર! તમારા મનની મુરાદો.

વસંતકુમાર: પ્રિય સખા! મૂર્તિપૂજાનું રહસ્ય, મને તારા મંગળ, મોહક, પાવન, દર્શન પછી સમજાયું. આંખ કહે છે, દૂર નહિ જાઉં. મન કહે છે કે એકજ ધ્યાન ધરીશ. આજ! સખ્યભાવની લીલા! ગોપીજનનો પ્રેમ પ્રભાવ, મને હવે સમજાય છે.

[ શક્તિકુમારી બેસે છે ]

સખા! તું મારો કૃષ્ણ! હું તારી સખી, હું તારી રાધા જાણે.

[ શક્તિકુમારીના ખોળામાં મસ્તક મેલી સુવે છે ]

શક્તિકુમારી: કહો, કહો, રાધાજી શું! કહો છો?

**વસંતકુમાર:**

[ સંગીત ]

વ્રજ વ્હાલું રે વૈકુંઠ નથી જાવું.
ત્યાં નંદકુંવર કયાંથી લાવું.
વ્રજ વ્હાલું, હાં ! વ્રજ વ્હાલું !
વ્રજ વ્હાલું, રે ! વૈકુંઠ નથી જાવું.
ત્યાં નંદકુંવર–કુવર–કયાંથી લાવું.
વ્રજ વ્હાલું, રે ! વૈકુંઠ નથી જાવું.

**શક્તિકુમારી:** પૂજશો તેવું પામશો.

**વસંતકુમાર:** બસ, આવીજ આકૃતિ ! અંગે અંગે તેવુંજ રૂપ. જાણે હોયના બેલડાનાં એક માડીજાયાં ભાઇબેન !

**શક્તિકુમારી:** શું કહો છો ?

**વસંતકુમાર:** હતી મારે જીવનદેવી. મારી અમૃતદાતા પ્રાણેશ્વરી !

**શક્તિકુમારી:** એક ભાવથી પૂજા આરાધતાં વળી બીજાનું સ્મરણ કેમ થાય છે ?

**વસંતકુમાર:** હા ! હા ! બેનાં પણ એકસરખાં સ્વરૂપ. એ સખા ! એજ ગુલાબી ઉષા જેવું કપાલ ! એજ જગદ્જ્યોત્સ્ના સમુ પ્રકાશતું તેજ. એજ જગત્‌ને જગાડતો અવાજ. એજ મનને ઠારતી મૂર્ત્તિ ! એજ શક્તિ શાં સામ્ય !

[ સંગીત ]

મનને મળી હતી માની મૂર્તિ, જીવને તેવી જડી.
જેવી સખી, તેવા સખા, ધન ! ધન ! જીવનની એ ઘડી.
સન્મિત્ર ! તુજને સેવતાં, એ શક્તિ–સખી હૈયે ચડી.
હૈયે હીંચોળું મૂર્તિ બે, ને, મૂર્તિ બે જીવે જડી.

**શક્તિકુમારી:** આજ તો તમે બે દેવની પૂજા માંડી, કુમાર !

**વસંતકુમાર:** સન્મિત્ર ! મારે સખી હતી. પણ તમારે કોઇ હતું ? આ ઉગતી જુવાનીમાં તમે સન્યાસ લીધો, ગેરૂ ધર્યાં, ગૃહ છોડયું !

**શક્તિકુમારી:** કુમાર ! સંન્યાસીઓ પૂર્વાશ્રમની વાત પ્રગટ નથી કરતા—નથી સંભાળતા.

વસંતકુમારઃ સખાભાવે પુછું છું. સખાભાવે કહો.

શક્તિકુમારીઃ કુમાર ! તમારે રાજ છોડવું પડયું. તમારે તે ત્યાગવાથી ફરજ પડી. મેં ગૃહ સ્વેછાથી છોડયું. સંસારીમાં ને સંન્યાસીમાં તેજ ફરક હો?

વસંતકુમારઃ સ્નેહીઓને છોડી ધર્મ સધાય ? હેં સખા !

શક્તિકુમારીઃ સ્નેહ છોડયો નથી. સ્વાર્થ છોડયો છે. કુટુંબને મારૂં ગણતો હતો. હવે, જગત્‌ને મારૂં ગણું છું.

વસંતકુમારઃ પણ તમે ગૃહસ્થાશ્રમ માંડયો હતો ? તમે બ્રહ્મચારી હતા કે ગૃહસ્થ ?

શક્તિકુમારીઃ કુમાર ! હું ન હતો બ્રહ્મચારી; ન હતો ગૃહસ્થ.

વસંતકુમારઃ એ પણ અજાયબ વાત !

શક્તિકુમારીઃ જુવો, કુમાર ! મારે એક દેવી હતી. સુકોમળ હતી. શક્તિવાળી હતી. મેં તેને મનમાં પધરાવી, પૂજી. પણ તેને પ્રાપ્ત ન કરી. તેને ન સેવી. તેને મેં છોડી. પણ તેને છોડતાં, તેનો ત્યાગ કરતાં, તે મનહર મૂર્ત્તિનો ત્યાગ કરતાં, જો, જો, મેં તેને આમ ચુંબન કર્યું.

[ વસંતકુમારને ચુંબે છે ]

બસ ! જાણે સખા તે તારીજ મૂર્ત્તિ. તને જોતાં મને તે મૂર્ત્તિનું સ્મરણ થાય છે.

વસંતકુમારઃ ને તને જોતાં મને મારી દેવીનું સ્મરણ થાય છે. સખા ! સખા ! ઘોર–ભયાનક પ્રસંગે–આ શરીરને સાપ ડસ્યો હતો. રગેરગમાં કાળાં ઝેર ચઢ્યાં હતાં. તે દેવીએ મને જીવન આપ્યું. મારાં ઝેર ચુસી લીધાં. મને આયુષ્ય આપ્યું. સખા ! તેના સુકોમળ મુખમાં ઝેર !—ઝેર ! એ ઝેર મારે મારી દેવીના અધરેથી ચુંસવું હતું. હો. જો ! જો ! આમ !

[ શક્તિકુમારીને છાતીથી સ્પર્શી અધરને ચુંબે છે. એકદમ જાગ્રત થઇ ઉભો થાયછે ]

યોગીરાજ ! આ શું ? તમારા મુખમાં અગ્નિ છે ? મારૂં મુખ દાઝયું ! મારા શરીરમાં વીજળી ભભૂકે છે !

શક્તિકુમારીઃ અમારા યોગીઓના મુખમાં અગ્નિ રહે છે, કુમાર !

**વસંતકુમારઃ** અસહ્ય છે આ અગ્નિ, ગુરૂદેવ !

**શક્તિકુમારીઃ** યોગીઓની મૈત્રી એવી છે, કુમાર ! દાઝવું પડે, બળવું પડે, તપ તપવાં પડે. શિત, તાપ–સર્વ દુઃખનું સહન તિતિક્ષા–તે સાધવી પડે. ધર્મની પાદુકા પ્હેરી વિહરવું પડે. શોક ને મોહ જીતવા પડે. ધર્મ-સ્વધર્મ–સ્વદેશ–ને જગત્‌ની સેવા કરવી પડે. વિશ્વસેવાદ્વારા વિશ્વના સરજનહારની પૂજા કરવી પડે. આ ધર્મ આચરે તેને યોગીઓની મૈત્રી ફળે. તેના શરીરમાં યોગાગ્નિ ઠરે. નહિ તો, યોગીની મૈત્રી ફૂટી નિકળે. જીવાત્માને યોગભ્રષ્ટ કરે.

**વસંતકુમારઃ** સદ્‌ગુરૂ ! આદેશ ! સખાભાવે બોલ્યો હું. તું કહી સંબોધન કર્યું હોય. બાળભાવે અજ્ઞાન દાખવ્યું હોય. તે ક્ષમા કરો. ગુરૂદેવ ! ક્ષમા કરો. આપના મુખના અગ્નિના પ્રસાદે મારા આત્માને જગાડ્યો છે. આજ્ઞા આપો. આજ્ઞા આપો, ગુરૂદેવ ! करिष्ये वचनं तव—એ સારથી ! એ સદ્‌ગુરૂ ! આપનો સ્વિકાર કરૂં છું. ધર્મક્ષેત્ર કુરૂક્ષેત્રમાં મારો રથ લઇ ચાલો. ચાલો મારા શ્રી કૃષ્ણ ! હું આપનો અર્જુન—

[ નમે છે ]

**શક્તિકુમારીઃ** ધન્ય છે કુમાર ! કુમાર ! તું યુવરાજ હતો. રાજ જતાં, હવે તો કુમાર થયો. તું યુવરાજ થા ! ધર્મયુદ્ધ કર. રાજ પ્રાપ્ત કર. ધર્મરાજ્યની સ્થાપના કર. લોકને સુખી કર.

**વસંતકુમારઃ**

[ નમીને હાથ જોડી ]

આજ્ઞા આપો, ગુરૂદેવ !

**શક્તિકુમારીઃ** તારૂં કલ્યાણ થાવ. રાજ્યનું કલ્યાણ થાવ. પ્રજાનું કલ્યાણ થાવ. જગતનું કલ્યાણ થાવ. કર્મ કરો, ધર્મ આદરો. જીવનનો યજ્ઞ આરંભો. દેશસેવામાં સર્વનો હોમ કરો. સ્વસ્થ થાવ. શાંત થાવ. સ્વાધિન થાવ. સૃષ્ટિને સેવો.

[ ઉંચા હાથ કરી આશીર્વાદ આપે છે. ]

[ ચંદ્ર, શૂરો, ઉંકો ને ગુણસુંદરી પ્રવેશ કરે છે ]

**શૂરોઃ** યોગીરાજ મહારાજ ! શામનગરના અંધેરનો પાર નથી.

**ચંદ:** સતીઓના શિયળ લુંટાય છે. શ્રીમંતોની લક્ષ્મી લુંટાય છે. આ ગુણીયલ ગુણસુંદરીના શિયળનું રક્ષણ મહાપ્રયાસે કર્યું. આ આપણા નગરશેઠની પુત્રી. કામદેવે ભોગ કરવા ધારેલી, પણ અડગ રહેલી સાધ્વી.

**શક્તિકુમારી:** ધન્ય છે! શિયળવતી! સ્ત્રીશક્તિ!

**વસંતકુમાર:** બેન! રામનગરની પ્રજાની સ્થિતિ—

**ગુણસુંદરી:** શું કહું, યુવરાજ શ્રી! અન્યાય ને અંધેરના મહાસાગર ઉછળે છે. મહારાજા રામસિંહની ને આપની વાટ પ્રજા જુવે છે. માટે પધારો—પ્રભુ આપને વિજય આપે. બીચારી પ્રજા તો—

[ સંગીત ]

વાટ જુવે પ્રજા રાંકડી, ઓ! પ્રજાના પાળ!
માતા વિણ બાલકડાં નાનાં, ગાયો વિણ ગોવાળ;
મેઘ વિનાની મેદિની જેમ! રાજવી! લ્યોને સંભાળ.
  ઓ પ્રજાના પાળ! વાટ જુવે પ્રજા રાંકડી.
લક્ષ્મી લુંટાયે; શિયળ લુંટાયે; લુંટાયે મને ને માન.
ઘોર, ઘોર અંધારાં છાયાં. પીડાયે પ્રજાના પ્રાણ.
  ઓ પ્રજાના પાળ! વાટ જુવે પ્રજા રાંકડી.
દ્રૌપદીવસ્ત્ર હર્યાં દુર્યોધન; દેવકી બાંધી કંસ:
વાટ જોઈ શ્રી કૃષ્ણની, તેમ વાટ જુવે પ્રજાનો સંઘ:
  ઓ પ્રજાના પાળ! વાટ જુવે પ્રજા રાંકડી.

[ સહુનું ગળગળું થવું. યોગીરાજ શક્તિકુમારીનાં હાથ ઉંચા કરી ધૈર્ય ને આશીર્વાદનાં દાનસૂચન કરવાં ]

# પ્રવેશ ૭

સ્થળ: નદીતટ. ભૂતટેકરી પર બળતા ભડકા. ભૂતનાથ મહાદેવનું મંદિર.

**વિજયાપ્રસાદ:**

[ મંદિરના ઓટલા પરથી ઉંઘમાંથી ઉઠતો, ગભરાતો, દોડતો, શોધતો, હાંફતો ]

હું, મારૂં બેટું ! ચ્યાં ગઇ કુતરી ? અરે ! ચ્યાં ગઇ ? મારૂં બેટું ! ગઇ, હુંડી ! કુતરી ! ઓ કુતરી ! તું ચ્યાં હતરી ? ઠેર, ઠેર, આવ, આવ. આવ, ઓ કુતરી ! ઓ કાળી કુતરી ! કાળા મંત્ર કરી ને નાઠી. આજ કાળીચૌદશ ! મારૂં બેટું ! ચાલ, ચલાવ મંત્ર. કુતરીં ચ વશીકરણમ્ ચ મંત્ર મેં પઠચામ્યહમ્. ઓ કાળા કુતરાની નાર! તારા શા ભાર ? ઓ ! કુરકુરીયાંની મા ! તારા કારમા, રે ધા. તુ, તુ, તુ. તુ, તુ. કુર, કુર, કુર ! કુર, ચુર, ભુર ! આવ્યતામ્, આવ્યતામ્, મારૂં બેટું ! આવ્યતામ્! તને તારા બાપની સોગન, માની સોગન, તારા કુરકુરીયાના બાપની સોગન. આવ્યતામ્, આવ્યતામ્. ઝટપટ આવ્યતામ્. નહિ તો ખટપટ કરામ્યહમ્. ચટપટ લાગીયાહમ્. ઓ કુતરી ! ઓ કાળી કુતરી ! આવ્યતામ્, આવ્યતામ્, મારૂં બેટું ! આવ્યતામ્. ઓ ! આવંતમ્, આવંતમ્, મારૂં બેટું ! આવંતમ્. મમ મંત્રમ્ ફાવંતમ્, ફાવંતમ્. ઓ આવંતમ્, મારૂં બેટું, આવંતમ્—

[ ભોજીયો ને રાજીયો નામના બે ચોર ધીરે ધીરે આવે છે. તેઓ કાળો કામળો ઓઢી લે છે ]

**ભોજીયો:**

[ રાજીયાને કાનમાં ]

આ ગધેડો છે. જો આવ બનાવી કામ લઇએ.

**વિજયાપ્રસાદ:** આવંતમ્, આવંતમ્, કાળી કુતરી, આવંતમ્. મમ ઘરવાળી ભટ્ટાણી આવંતમ્. કંઠ. લગાવંતમ્.

[ રાજીયાને બાથમાં પકડે છે. તે કાળો કામળો માથે ઓઢી ઘુંઘટો કાઢે છે ]
બો ! સ્વાગતમ્. ભલે આગતમ્. બો ! મમ પારવતી ! મારૂં બેટું ! હું શંકર ઉર્ફે લંબોદરકા ! બાપમ્ હમ્. અંતરપટમ્ ખોલંતમ્, ખોલંતમ્. શંકર બાપલા ભોળા હે. એવાહમ્. લડુગોળા પ્રિયમ્. મારૂં બેટું ! અહં રંગમ્-વિજયાપ્રસાદમ્. મમ ભટ્ટાણી વિજયામ્-ભાંગમ્. અહમ્ વિજયાનાથમ્ રંગમ્-ગાંજારાજાહમ્. ખોલંતમ્-ઘુંઘટ ખોલંતમ્. લજ્જામ્ રજામ્ દેવંતમ્. તરત દેવંતમ્-

[ ત્રણે બેસે છે ]

રાજીયોઃ ચંઈ ઘેલા થયા શો ? મને ગોતો છો કે કુતરીને ? કુતરા શો કે ભેમણ ?

વિજયાપ્રસાદઃ તુમ્ ખડી સકરમ્. અહમ્—અહમ્ પોરબંદરસ્ય ઘૃતમ્. તુમ્ કઢીશ્ચ, અહમ્ મુલતાનસ્ય ભાતમ્. તુમ્ ભટ્ટાણીશ્ચ અહમ્ ભટ્ટમ્ લહુમ ને મારૂં બેટું ! તુમ્ કુરકુરાનામ્ માતાશ્ચ અહમ્ તમ્ બેટાનામ્ બાપમ્—

રાજીયોઃ પણ ભટ ! આ છે શું ?

વિજયાપ્રસાદઃ બે કાન એક કરમ્ ને સુણમ્. અહમ્ હવે સાદી બોલી કરમ્યાહમ્. કે, બૈરાં માણસને સમજ પડે. ઓ મારી ભટ્ટાણી ! લાડુ ચટ્ટાણી ! જો કાલીચૌદશની રાતે શંકરની પ્રસાદી ચડાવી, આપણે—હા મારૂં બેટું ! આપણે મહાદેવજીને ઓટલે સુતા ! આંખ ઘેરાણી. પરો નજર આગળ દોડતી, ગેલ કરતી, જીભ કાઢતી, પુંછડી હલાવતી, નાચતી, નખ મારતી, કાળી અમાંસ રાત જેવી કાળી કુતરી આવી. મારૂં બેટું ! સાંભળ્યું, કે ?

રાજીયોઃ હમ્. પછી ભટ્ટજી !

વિજયાપ્રસાદઃ જો આ ભૂતટેકરી. મારૂં બેટું ! ભૂતનાથ મહાદેવકી જે. પછી જેવી મેં કુતરીને બાથ ભીડી કે ને, ત્યાં ન કુતરી બુતરી. ને અમારા હાથમાં, મારૂં બેટું ! ગ-ગધેડું અમારી છાતીપર પડાક સરખું અસ્વાર થયું. એ, મારૂં બેટું ! ગધેડું ઉપર, ને અમે અમારા બેટા ગધેડા નીચે. શો રંગ જામ્યો, ભટ્ટાણી ! અમે ફૂંક મારી કે ન મળે ગધેડું, કે મારૂં બેટું બધેડું. પણ છાતી પર નાચે, કાળી રાત જેવી, કાળી નાગણ ! અમારા મુખ પર નાગણે ફેણ કરી—

[ ધ્રૂજે છે ]

અમે અમારા મનને ખૂબ સમજાવ્યું—
ખૂબ સમજાવ્યું–કે "શંકરકો પૂજન નાગણુ આઈ. જી, હાં! શંકરકો પૂજન નાગણુ આઇ." પણુ, મારૂં બેટું! અમારો જીવ ફડફડવા લાગ્યો. જાણે જલ વગરની માછલડી. લાડુ વગરનો લાડુભટ્ટજી. ને જાણે તારા વગરનો હું.

**રાજીયો:** પછી ભટ્ટજી!

**વિજયાપ્રસાદ:** મારૂં બેટું, અમારો જીવ ન ઠરે કે ન મરે. ખોળીયું જીવ ને કે, કે, બાપલા જા. પણુ જીવડો માને નઈ. શું પુછો છો? શું પુછો છો? એવે ટાણે અમારી છાતી જાણે ઢાકલી. ને અમારી નાસિકા એટલે અમારૂં–મારૂં બેટું! નાક, નાક સમજ્યાં કે! એ સમજ્યાં કે અમારૂં નાક જાણે મદારીની મોરલી–

**રાજીયો:** હં, પછી?

**વિજયાપ્રસાદ:** પછી અમે મંતર તંતર ચલાવ્યાં. મારૂં બેટું મંતર મેલ્યું–ધું, ધું, ધું. છું, છું, છું. ફૂં, ફૂં, ફૂં થયો ફટાક અવાજ. ને મેં છાતી પર હાથ મેલ્યો કે ને, કે, મારૂં બેટું, અમારી છાતી પર સોનાનો હાર–હા! હા! હા!

[ હસે છે ]

સોનાનો હાર, ભટ્ટાણી! સોનાનો હાર! હા! સોનાનો હાર—

**રાજીયો:** પછી?

**વિજયાપ્રસાદ:** પછી શું! પછી શું! આપણો જીવ થઇ ગયો પાણી પાણી. ને જીવે જવાની ના પાડી. અમે કહ્યું, ઓ ભટ્ટાણીરાણી! લ્યો આ અમારી કમાણી–

**રાજીયો:** વાહ રે મારા ભટ્ટજી! હં, પછી?

**વિજયાપ્રસાદ:** પછી તો ભટ્ટાણી થઇ ગયાં પાણી પાણી. ને, જેવા આપણે હાથમાં હાર લઈ, મારૂં બેટું!, તમને આલવા હાથ લાંબ્યો કર્યો. તેવો તમે પણ હાથ તમારો પકડવાને લાંબો કર્યો. પણુ શું તમારા કિસ-મત્! એ, એ, એ ભટ્ટાણીરાણી! તમારા હાથમાં તો આ જનોઇ આવી. તમે જનોઇ પકડી ને અમને ઝટકો માર્યો. એ કેવો ઝટકો માર્યો? જેવો

તમારા મા, તે અમારાં સાસુએ, અમે તમને પરણવા પધાર્યા, ત્યારે તમારી બેન તે, મારૂં બેટું! અમારી શાળી—શાળીએ, એના ઘાઘરાની કોર, અમારા કંઠમાં નાખી. જાણે શંકરના કંઠમાં સોનેરી નાગણ! ને તમારાં માતાએ ઝટક લઈ ઝટકો માર્યો. એમ તમે પણ અમારી યજ્ઞોપવિત સાઈ, ઝટક ઝટકો મારી, અમારા હાથમાંથી, મારૂં બેટું! સટક સટકી ચાલ્યાં—

રાજીયો: પછી હમ્.

વિજયાપ્રસાદ: પછી તો જાણે આગળ ભીલડીના વેશમાં પારવતી ને પાછળ મારૂં બેટું! શંકરના જેવા અમે. આગળ તમે ને પાછળ અમે. આગળ તમે ને પાછળ અમે. હમ્! મારો બાપો! આગળ તમે ને પાછળ અમે. પણ, તમે લઈ લીધું કાળી કુતરીનું રૂપ. ને હવે, અમે, મારૂં બેટું! મંત્ર સાધી, ફૂંક મારી, અમારો માલ હાથ કર્યો છે, હાથ. મારૂં બેટું! સમજ્યાં?

રાજીયો: હાર લાવો.

વિજયાપ્રસાદ: ઘુંઘટ ખોલો, ખોલો.

રાજીયો: જુવો ભટ્ટ!

વિજયાપ્રસાદ: હું! ભટ્ટાણીરાણી!

રાજીયો: આ જુવો મેં વ્રત લીધું શે. તમે આ અહિં બેઠા બેઠા આંખ બંધ કરી વિષ્ણુસસરનો જાપ જપો. ને હું નદીમાં સ્નાન કરીને આવું. પણ હું આવ્યા સુધી, તમારે હાલવું ચાલવું નહિ. આ તમે ભૂતટેકરીના ભૂતનાથ મહાદેવના પુજારી થયા, તે મારી માએ કહ્યું કે, તું પ્હેલાં નદીમાં નાજે. તારા વર પાસે વિષ્ણુનામનો પાઠ કરાવજે. નહિ તો તને ભૂત વળગશે. માટે જુવો હું નાઇ આવું. તમે બેઠા જાપ જપો. પણ જો હલ્યા છો, કે આંખ ખોલી છે, તો હું ચાલી જઈશ. પાછી માણસ મટી કુતરી થઇ જઈશ. માટે—

વિજયાપ્રસાદ: અરે તું માણસમાં ન રહે તો મારો મનખો એળે જાય રે, મારી રાણી! જા જલદી જઈ આવ. હું અહિં દ્રઢાસન મારી, જાપ જપું છું. પણ તું આવ ત્યારે કંઈ સંકેત કરજે. કે મને ખબર પડે. ને હું આંખ ખોલું.

**શાસ્ત્રીયોઃ** જુવો હું આવીશ તારે, તમારા માથા પર ટાપલી મારીશ એટલે—

**વિજયાપ્રસાદઃ** ટાપલી ?–

**શાસ્ત્રીયોઃ** એ તો હેતની.

**વિજયાપ્રસાદઃ** ઠીક, તમે જાવ. ને જલદી સ્નાન કરી આવો.

[ વિજયાપ્રસાદ આસન મારી, એક વૃક્ષના થડ પાસે, આંખ કાન હાથથી બંધ કરી, નામ જપવા બેસે છે. ભોજીઓ ને રાજીઓ જાય છે. શંકરલાલ પ્રવેશ કરે છે ]

**શંકરલાલઃ** ભૂતનાથ મહાદેવકી જે. ધન છે બાપલા ! તારા પરતાપે ભંડાર ભરપુર. ભૂતોનો નાથ ! ભોળાનાથની જે ! પણ ચાલ જોઉં. વિજયો છે ખરેખરો ભાંગપ્રસાદ. જોઉં સૂતો છે કે જાગે છે. ગુપ્ત ભંડારની રખવાળી કેવી કરે છે.

[ જાય છે ને થોડી વારમાં એક ડાંગ લઇ ગભરાતો આવે છે ]

**શંકરલાલઃ** ચોર ! ચોર ! ચોર ! દોડો ! દોડો ! કયાં મરી ગયો વિજયો. એ વિજયા, એ વિજયા, ગમાર, ગધેડા–કયાં મરી ગયો ?

**વિજયાપ્રસાદઃ** કોઇ ચોરે મારી ભટ્ટાણીનું હરણ તો નઇ કર્યું હોય ?

**શંકરલાલઃ** એ વિજયા ! કયાં મરી ગયો, હું ?

**વિજયાપ્રસાદઃ** મર તું. બાયડી વગરના બળદીઆ. અમારે તો, મારૂં બેટું ! બાયડીએ છે, વસ્તારે છે.

**શંકરલાલઃ** અરે ! આ ગધેડો તો અહિં બેઠો છે. ઉઠ, ઉઠ. ચોરી થઇ, ભંડારો તુટયો; માલ લુટાયો. ચાલ, ચાલ ! દોડી ચોર પકડીએ. અરે, કેમ બોલતો નથી ? કેમ ઉઠતો નથી ?

[ વિજયાને ખૂબ હલાવે છે ]

ઉઠ ગધેડા !

**વિજયાપ્રસાદઃ** વિષ્ણુસસ્રસ્ય જાપમ્ જપામ્યહમ્. ન વ્રતભંગમ્ કર્યાસ્યહમ .

**શંકરલાલઃ** ઉઠ ગધેડા ! ઉઠ.

[ માથા પર ટાપલો મારે છે ]

**વિજયાપ્રસાદ:** આવી, આવી, મારી ભટ્ટાણી—

[ શંકરલાલને જોરથી બાથમાં પકડી હલાવે છે ]

આવી મારી સાસુની દીકરી, મારા દીકરાની મા ને એના નણદલના વીરાની વહુ. મારી કાળી કુતરી!

**શંકરલાલ:** એ છોડ–ને–

**વિજયાપ્રસાદ:** હવે છોડે તે તારો દીકરો–

**શંકરલાલ:** પણ–

**વિજયાપ્રસાદ:** પણ શું? પાછી તું કુતરી થઇ ઉતરી પડ, તો મારે કુતરીશ્ચ નાથમ્ ઉર્ફે ધુરધુર દેવમ્ શ્વાનમ્ થવું પડે. ઓ! મારી લાડુ જેવી મીઠી—

[ શંકરલાલ વિજયાપ્રસાદની બાથમાંથી છૂટી, તેના કાન પકડી, માથું હલાવે છે ]

**શંકરલાલ:** એ ભંગડ! ચોરી થઇ. તારી મારી—

**વિજયાપ્રસાદ:** ને, તે, તારી મારી દાગિનાની પેટી સહિયારી છે. નારી મારી બૈરી સહિયારી નથી. હા!

**શંકરલાલ:** દોડ! દોડ, ચાલ ચોર પકડવા.

**વિજયાપ્રસાદ:** દોટમ્ મૂકામ્યહમ્. ચોર શોધનમંત્ર મારયામ્યહમ્—

[ બંને આડા અવળા દોડતા ચોર શોધે છે. શૂરો બદલેલા વેશમાં, બે માણસ સાથે, રાજીયા તથા ભોજીયા ચોરને પકડી આવે છે ]

**રાજીયો:** બાપજી! અમે તમને ઓળખ્યા હવે. આ માલે લ્યો ને અમને પણ તમારા ભેગા લઇ ચાલો. અમે હવે આપની ચાકરી કરશું.

[ દાગીનાની પેટી તોડેલી મૂકે છે. શંકરલાલ તથા વિજયાપ્રસાદ તેમનાં તરફ આવી પેટી જુવે છે ]

**વિજયાપ્રસાદ:** આવ્યા હાથ. મારૂં બેટું, જોયું, શંકરલાલ! મમ ચોર શોધનમંત્રમહાતમ્. એ ચીનના સાહુકારો, દીચરા! આ માલ અમારો છે. આલો. ક્યાં લઇ હેંડ્યાં?

**શૂરો:** તમે કોણ છો? આ માલ તમારે હાથ કયાંથી આવ્યો?

**વિજયાપ્રસાદ:** અમે છીએ માલના ધણી. ને એ માલ અમને ક્યાંથી મળ્યો, તેની તમને શી છે પડી ?

**શંકરલાલ:** અમારો માલ આપી દીઓ. અમારો બ્રાહ્મણનો માલ નહિ પચે તમને.

**વિજયાપ્રસાદ:** એ ગરમીના રોગ જેવો, બ્રેમણનો માલ, રગેરગમાં ફૂટી નિકળશે. માટે મૂકી માલ, મારૂં બેટું! કરો ગચ્છંતિ.

**શૂરો:** બ્રાહ્મણો ! આ માલ તમને ક્યાંથી મળ્યો, તેનો ખુલાસો તમારે કરવો પડશે.

**શંકરલાલ:** તો સાંભળો, લ્યો ! આ ભૂતનાથ મહાદેવ, અમારા પર પ્રસન્ન છે. આ ભૂતટેકરીના ભૂત અમારે વશ છે.

**વિજયાપ્રસાદ:** હોવે. સહુ ભૂતોની ચોટલી છે અમારા હાથમાં. લાવી લાવીને હાથમાં મેલે છે. હા !

**ભોજીયો:**

[ રાજીયાને બતાવી ]

પણ, ભંગડભટ ! આ તમારી ભટ્ટાણી !

[ વિજયાપ્રસાદ ગાભરો દેખાય છે ]

**વિજયાપ્રસાદ:** ને, તું ?

**ભોજીયો:** હું તારી ભટ્ટાણીનો ભાઈ.

**વિજયાપ્રસાદ:** તો એ ભટ્ટાણીના ભાઈ ! એ અમારા સાળા ! મારૂં બેટું! હા, બેનનો માલ નહિ પચે, હા. માટે—

[ નગરશેઠ રાજપાલ બે માણસો સાથે આવે છે. એક માણસના હાથમાં ફાનસ છે ]

**રાજપાલ:** ત્રાહી ! ત્રાહી ! ઓ દીનાનાથ ! દીકરીનો મારી ગુણીયલનો પતો નથી. બજારમાં મારી પુત્રી પર બલાત્કાર ! ને મારા પુત્રનો પણ–

**શૂરો:** કોણ તમે નગરશેઠ ? તમારા પુત્રની ભાળ નથી હજુ ?

**રાજપાલ:** આપ કોણ છો ?

**શૂરો:** હું રમતો રામ છું. દુષ્ટનો કાળ છું. ને દુખિયાનો દાસ છું.

**રાજપાલ:** હું દુ:ખી છું. પણ, પણ, આ–આ શું ?

[ પેટી સામું જોતાં હીરાનો કંઠો ઉપાડી ]

આજ, આજ મારા દીકરાનો હાર. એ દુખીના દિલાસા! તેની કહિં ભાળ?

શૂરોઃ બ્રાહ્મણો! બોલો, એકદમ. કહો, આ માલ તમને ક્યાંથી મળ્યો? આ હાર તમારી પાસે ક્યાંથી આવ્યો?

શંકરલાલઃ ભૂતનાથના પૂજારીની છેડ ન કરો. આંધળા થશો. નરકે જશો. માટે—

શૂરોઃ ભૂતોને ભગાડનાર, અહો બ્રહ્મરાક્ષસો! ચોરોને ઠેકાણે લાવનાર મહામંત્ર, મારી પાસે છે.

શંકરપ્રસાદઃ હેં!

શૂરોઃ

[ પિસ્તોલ કાઢી ]

જુવો આ મહામંત્ર! બોલો, બોલો! નહિ તો, તમારા જીવો ને ભૂત ટેકરી પર ભમતા કરીશ.

શંકરલાલઃ અમે મરશું તો પણ જપશું નહિ. અમારા ભૂત તમને વળગશે—

શૂરોઃ તો થાવ તૈયાર.

[ પિસ્તોલ ઉગામે છે ]

વિજયાપ્રસાદઃ એ બાપલા! ન મારશો. એને તો નથી બૈરી ને નથી વસ્તાર—

શૂરોઃ તો બોલ, તું સાચું બોલ.

વિજયાપ્રસાદઃ જીવન્તમ્ નરમ્ ભદરામ્ પાવંતમ્ બાપલા! આઠ દહાડે, પંદર દહાડે, માસે, બે માસે, આ નદીમાં જવાન પુરુષોનાં મડદાં તણાઇ આવે છે. તેમના શરીર પર દાગીના હોય છે. આ હીરાનો ગંઠો પેરનાર થોડા દિવસ પ્હેલાં તણાઈ આવેલો.

રાજપાલઃ શું મારો પુત્ર? તમે તેના શરીરનું શું કર્યું?

વિજયાપ્રસાદઃ ભાઇ સાબ! માલ લઇ, ખાડમાં મેલ્યું. ને ત્યાં તો જાણોછો ને.

રાજપાલઃ હાય!

**શૂરો:** બીજો તમારી પાસે કેટલો માલ છે?

**વિજયાપ્રસાદ:** ભંડાર ભર્યો છે.

**શૂરો:** જાવ. તમે જાબતો રાખી, આ બ્રાહ્મણોને સાથે લઇ, સર્વ ભંડારનો માલ હાથ કરો. આપણા સંકેતસ્થાને રાહ જોજો.

[ શૂરાના માણસો રાજીયા ભોજીયા ને બન્ને બ્રાહ્મણોને લઇ જાય છે ]

**શૂરો:** નગરશેઠ! એક વાત કહું. તમારી પુત્રી સહીસલામત છે. તેના શિયળનું પ્રભુએ રક્ષણ કીધું છે. તે અમારા આશ્રમમાં નિર્ભય છે. તમારા પુત્ર માટે—

**રાજપાલ:** શું કહું. ઓ દેવ જેવા માનવ! ત્રાહી, ત્રાહી છે, આ રાજ્યના અંધેરથી. લક્ષ્મી લુંટાય છે. ન્યાય નથી. સ્ત્રીઓનાં શિયળ લુંટાય છે.

**શૂરો:** તો, તમે કહો. તમે મહારાજા રામસિંહના રાજ્યમાં સુખી હતા?

**રાજપાલ:** તે ભલા રાજા અમને વિસરતા નથી.

**શૂરો:** તો ધર્મરાજ્યની સ્થાપના માટે તમે શું કરશો?

**રાજપાલ:** મારૂં અખૂટ ધન આપું. મારૂં જીવન આપું. હું એક નહિ, પણ આખું મહાજન, તેમ કરવા, તૈયાર છે. હમણાં અહિંજ મહાજનનું પંચ સોગન ખાવા તૈયાર છે.

**શૂરો:** ધન્ય છે ધર્મરાજભક્તિને. શેઠ! તેજ કાર્ય માટે, મેં આ બ્રહ્મ-રાક્ષસોનો ખજાનો લીધો છે. તમે પ્રજા તૈયાર થાવ. તમને તમારી પુત્રી મળશે. મહારાજા રામસિંહ મળશે. ધર્મરાજ સ્થપાશે. જુવો અમારે લક્ષ્મીની જરૂર છે.

**રાજપાલ:** ઓ દૈવી સત્ત્વ! અખૂટ લક્ષ્મી, હું આપને આપવા તૈયાર છું. આપ આ અસુરરાજ્યનો પરાજય કરો. ધર્મરાજ્યની સ્થાપના કરો.

**કામદેવ:**

[ પડદામાં ]

પકડો! પકડો! એ રાજદ્રોહીઓના સરદાર વાણીયાને.

[ કામદેવનું દશ સશસ્ત્ર માણસ સાથે બહાર પડવું. નગરશેઠને બેડી જડવી. શૂરાનું દૂર ખસવું ]

શૂરોઃ ઓ વણિકનર! આ તારી કસોટી છે. પ્રસંગ પ્રતિકુલ છે. હું તરત પાછો આવીશ. તને છોડાવીશ.

[ શૂરાનું જવું. સહુનું તેના અવાજ ભણી જોવું. નગરશેઠ રાજપાલની ઉગ્ર મુખમુદ્રા. કામદેવનું શૂરાના અવાજ ભણી આંગળી ચિંધવી. સર્વનો વિસ્મય. એક સીપાઇનું અવાજ તરફ ધસવું ]

[ ટૅબ્લો ]

# પ્રવેશ ૮

સ્થળઃ સાચાભક્તના આશ્રમ પાસે વિશાળ ખુલ્લું ક્ષેત્ર.

ઉકોઃ

[ ઢોલકના તાન સાથે નાચતો ]

[ સંગીત ]

મારા રામજીનું નામ એક સાચું. હાં રે! મારા રામજીનું નામ એક સાચું.
એક સાચું, હાં! રે! એક સાચું, રામ નામ સાચું. બીજું બધું કાચું.
મારા રામજીનું નામ એક સાચું. હાં રે—
ધંતર ને તંતર ને મંતર ને જંતર એ—
રામનામમાંજ સમાણું.
સંતોની સેવા, એ મીઠડલા મેવા હા!
સંતોની ચરણરજ જાચું.
ઝંખુ જુગે જુગે, જોગીનું શરણું. રે!
રટી રામજીના નામને હું રાચું.
રામજીના નામના વ્હાણે ચડી જા
ભવસાગરના તારૂ! હાં! રે! ભાઇ ભવસાગરના તારૂ!
ઉકો દાસ કહે, ભવસાગરના તારૂ! રામજીનું નામ એક સાચું. હાં રે

સાચાભક્તઃ

[ પ્રવેશ કરે છે ]

હરે! હરે! હરે! અહો ભાઇ ઉકા! આજ તો, ભજનાનંદના સાગર પર હિંડોળા ખાય છે. તારો જાપ સિદ્ધ થયો. સર્પનાં ઝેર ઉતરે છે તારે હાથે?

[ ઉકો સાષ્ટાંગ પ્રણામ કરી ચરણ સ્પર્શે છે ]

ઉકોઃ બાપજી! આપે આ પત્થરને તાર્યો. સરપ તો શું? જગત્‌નાં ઝેર રામનામના મંત્રે ઉતરી શકે.

[ રામસિંહ, યોગીરાજ શક્તિકુમારી, વસંતકુમાર, ચંદ્ર ને શૂરો વાત કરતા આવે છે ]

**શક્તિકુમારી:** તો, હવે તમે એક સબળ ટુકડી લઇ, રામનગરના કારાગૃહ પર હલ્લો કરો. રાજકેદીઓને છોડાવો. મુખ્ય નાગરિકોના પંચને અત્રે લાવો. નગરમાં જાહેર ઢંઢેરો પિટાવો. જાહેર કરો, કે જુનું અંધેર, જુના અન્યાય, અધર્મરાજ્ય જાય છે. નવો પ્રકાશ, એક સરખો ન્યાય, ધર્મરાજ્ય એટલે લોકરાજ્ય–પ્રજા–જનસમાજના હિતને માટે રચાયેલું સ્વરાજ્ય સ્થપાય છે. સ્વ–એટલે આત્મા—સ્વરાજ્ય એટલે આત્માનું રાજ્ય ! સ્વ–એટલે પોતાપણું–પોતાનો આત્મા, મન ને દેહ ! આત્માના અમર અભિલાષ અને મનના માનને, જીવનમાં ઉતારે તેવા દેહ, તેવો સંસાર, તેવાં રાજ્ય ! મન, વચન અને દેહની પુષ્ટિ–શક્તિ, તપ ને વ્રત. પ્રાણ, પ્રજા ને પૃથ્વીની પ્રગતિ–મુક્તિ. આ લોકશક્તિને પોષનાર મહારાજ્ય સ્થપાય છે. તે મહારાજ્યનો રાજા, લોકોની લક્ષ્મીનો ભોગવનાર નહિ; પણ લોકની લક્ષ્મીનો, તેમની શક્તિનો, તેમની પ્રગતિનો પોષનાર, તેમની રખવાળી કરનાર ગોવાળ થશે. ક્ષત્રીવીરો ! મને આજે સંતોષ થાય છે. હવે સિંહોએ નિજરૂપ ઓળખ્યાં છે. નિરાશાના અંધકારને બદલે, આશાની પ્રકાશતી ઉષા ઉગે છે. ધર્મ જાણો. કર્મ કરો. યજ્ઞ આદરો.

**સાચાભક્તઃ** સહુ આપનો પ્રતાપ છે, ઓ અવતારી યોગીરાજ !

**શક્તિકુમારીઃ** સહુ આપની સુખકર છાયામાં સધાય છે, ઓ દયાળુ ભક્તરાજ !

**રામસિંહઃ** યોગીરાજ મહારાજ ! આપને પગલે, ડગલે, વચનામૃતે, સત્સંગે, ધર્મશક્તિનો સાગર અમારા આત્મામાં ઉછળે છે.

**ચંદ્રઃ** આદેશ યોગિરાજ ! આજ્ઞા આપો.

**શૂરોઃ** મહારાજ ! આશિર્વાદ આપો. અમારી સેના તૈયાર છે.

**વસંતકુમારઃ** અર્જુને કહ્યું હતું તેમ કહું છું. સદ્‌ગુરૂ ! સારથી ! સખા ! ધર્મયુદ્ધ માટે, મારા રથને ધર્મક્ષેત્રમાં, રણસંગ્રામમાં લઇ ચાલો.

**શક્તિકુમારીઃ** શરણ ગ્રહો, શરણ ગ્રહો, તે ભગવદ્‌ગીતાના બોધનાર મહા અર્જુનના મહાસારથીનું. જ્યાં યોગેશ્વર કૃષ્ણ સારથી છે, જ્યાં અર્જુન જેવા ક્ષત્રીવીર શસ્ત્ર ધરે છે, ત્યાં વિજય છે, લક્ષ્મી છે, નીતિ છે, ધર્મ છે, શક્તિ છે, શાન્તિ છે. મહાઉપનિષદ્‌નું મહાવાક્ય છે. नायम् आत्मा बलहिनेन लभ्यः—આત્માનું રાજ્ય બલહિન પ્રાપ્ત નહિ કરી શકે. સમર્થ છો. ઉઠો, જાગો. ધર્મક્ષેત્રે ઝૂઝો. ચંદ્રકુમાર !

**ચંદ્ર:** આજ્ઞા યોગિરાજ મહારાજ !

**શક્તિકુમારી:** ચંદાકુમારી ક્યાં છે ?

**ચંદ્ર:** વિજળી જેવી ભીલગણમાં ધૂમે છે. પુરૂષો ને સ્ત્રીઓને લશ્કરી તાલીમ આપે છે. સ્ત્રીઓની એક સેના તૈયાર કરે છે. મહારાજ ! સિંહણ સમે ડગલે, આવે છે તે, આ તરફ.

[ ચંદા લશ્કરી ડ્રેસમાં–કમરપટો, તલવાર બાંધેલ, માથા પર ફટકો, એક હાથમાં રણધ્વજ ધારી આવે છે. સાથે ગુણસુંદરી પણ લશ્કરી પોષાકમાં સજ્જ છે ને બ્યુગલ ધારી પ્રવેશે છે ]

**ચંદા:**

[ નમીને ]

ગુરૂજન આજ તો !

[ સંગીત ]

ધન્ય વીરોની માત, ધન્ય વીરોની પત્ની !
સહુ દેશને કાજ, સાજ શસ્ત્રોનાં ધરતી.
આત્મે અગ્નિ બળે, વીજળી હૈયે ભભૂકે.
ખડ્ગ અડ્ગ ગ્રહી હાથ ધર્મક્ષેત્રે નવ ધ્રૂજે.
જંગ તણાં વીર રંગ, જલધિ સમ જીવે જડીયા.
ધન્ય ધરણીનાં ભાગ્ય, જાગતા જીવ જ્યાં બળીયા.

[ ચંદા ગુણસુંદરીને સાન કરે છે. ગુણસુંદરી બ્યુગલ ફૂંકે છે. સશસ્ત્ર ભીલસ્ત્રીઓની સેનાનો પ્રવેશ. કવાયત, યુદ્ધદર્શન. લશ્કરની મધ્યમાં કુદતો, બાણ વીંઝતો બરછીયો. લશ્કરનો ઉત્સાહ. યોગિરાજના હાથ ઉંચા કરી આશિર્વાદ ]

[ ટબ્લ્યો ]

# પ્રવેશ ૧

સ્થળ: સાચાભક્તના આશ્રમમાંની કુંજ.

[ ચંદા અને ગુણસુંદરી લશ્કરી પોષાકમાં, માથા પર ફટકા ને શસ્ત્રસમેત ]

ગુણસુંદરી: કુમારી! જાણે આકાશથી, વિજળી પૃથ્વી પર ઉતરી હોય, તેવાં આપ છો. જ્યાં વિચરો છો, ત્યાં ચમકારા, તેજ, બળ, વીરરસ! મને વણિકપુત્રીને પણ આપો—

ચંદા: નહિ, નહિ, ગુણિયલ! તમારામાં શિયળનું સામર્થ્ય છે. તે શક્તિ તેજ ક્ષાત્રતેજ. ધર્મનું બળ તેજ બાહુબળ. જુવો! તે બળે, તમેં કામદેવ ને કામિનીની જાળમાંથી અડગ મુક્ત રહ્યાં. ગુણિયલ! શ્રી રામજીને તો સૈન્ય એકત્ર કરતાં, અનેક સાથ છતાં, ચૌદ વર્ષ વીત્યાં!

[ ચંદ્ર આવી ગુપચુપ બન્નેની પાછળ એક બેઠક પર બેસે છે ]

પણ ખરો ક્ષાત્રધર્મ, ખરૂં ધર્મબળ, તો શ્રી સીતામાતનું, હો! અસુરની લંકાના અશોક વનમાં, રાક્ષસના ત્રાસમાં, એ એકલીએ, તેનું સતીત્વ જાળવ્યું! તેનું નામ, શક્તિનો સાગર. એનું નામ, સર્વ આસુરી ગણને, પોતાના તાપથી દૂર રાખતી, ધર્માગ્નિ—સ્ત્રીશક્તિ!

ગુણસુંદરી: સત્ય છે કુમારી! પણ કુમારી! ચંદ્રકુમારનું?—

ચંદા: ગુણિ! જવા દેને તે વાત, અત્યારે. અત્યારે ધર્મની વાત છોડી, વિલાસની વાત પર કયાં ઉતરી. શું! તને તારા પતિ સાંભર્યા છે?

ગુણસુંદરી: સીતાજી અશોકવનમાં શ્રી રામનામનો અખંડ જાપ જપતાં હતાં.

ચંદા: ને તારા રામજી તારી શોધમાં વનવન વિહરતા હશે! વાનરનાં જુથ ને રીંછના ટોળાં ભેગાં કરતાં હશે?

ગુણસુંદરી: ગુરૂ વગર જ્ઞાન મળતું નથી. સારથી વગર માર્ગ સુજતો નથી. ગુરૂ મળશે ત્યારે—

**ચંદા:** તો, ગુણિ ! તું તારા ભરથારની ગુરૂ થા. અહિં ! બોલાવશું તારા વરને ? તે પણ તારી સાથે શસ્ત્ર સજી સેનાપતિ થાય; દેશને કાજે, ધર્મયુદ્ધને કાજે, સ્વમાન–સ્વદેશના રક્ષણ કાજે, વીર બને. મને ગુણિ ! એવાં વીર વીરાંગનાનાં જોડલાં બહુ ગમે, હો !

**ગુણસુંદરી:** તો વીરાંગના ! તમને કેવો વીરવર ગમે ? કેવો વીર તમારો અધિકારી ગણાય ?

**ચંદ:**

[ સ્વગત ]

મને કહેતી નથી. પણ, સખી પાસે બોલ બોલ; હૃદય ખોલ.

**ચંદા:** ગુણિ ! કહું ત્યારે ? જો સાંભળ.

[ સંગીત ]

સાગરને હિંડોળ, હીંચાવે સાગરને હિંડોળ.
ચંદાના અમૃતમાં મારી ચોળી કરે રંગબોળ.
હીંચાવે સાગરને હિંડોળ.

**ગુણસુંદરી:** વાહ રે વીરબાળા ! સાગરને હિંડોળે હીંચાવે ! ચંદાના અમૃતમાં તમારી ચોળી ભીંજવે ! હં ! બા ! પછી ?

**ચંદા:**

[ સંગીત ]

નયણે સારે સૂરજનો સુરમો—

**ચંદ:**

[ સ્વગત ]

સૂરજનો સૂરમો ! પહેલું, યાદ રાખી લઉં. પહેલું તો, સાગરનો હિંડોળ ! એક. ચંદાના અમૃતમાં ચોળીનો રંગ ! બે. સૂરજનો સૂરમો ! ત્રણ.

**ચંદા:**

[ સંગીત ]

નયણે સારે સૂરજનો સુરમો, વિજ ઝાંઝરીનો ઝંકાર.

**ચંદ્ર:**

[ સ્વગત ]

વિજળીનાં ઝાંઝર ! ચાર.

**ગુણસુંદરી:** તો, તો, બા ! નયણે સૂરજ ભભૂકે ને રણક્ષેત્રમાં વિજળીનાં નૃત્ય ! બા ! રે ! આવો અધિકારી તો ! પણ, પછી, બા ?

**ચંદા:** બસ વધારેનો લોભ નહિ રાખું—

[ સંગીત ]

એ અધિકારી આ ચંદાનો. એ આ મનજીનો મોર. સાગરને—

[ પડદામાં બ્યુગલનું વાગવું ]

**ચંદા:** ચાલો કવાયત્‌નો સમય થયો છે. વિલાસ છોડો. સ્વકર્મ તેડે છે.

[ ચંદા તથા ગુણસુંદરી જાય છે ]

**ચંદ્ર:** ચાર, ચાર, અભિલાષા પૂરી કરે, તે અધિકારી !

[ વસંતકુમાર પ્રવેશ કરે છે ]

**વસંત:** શું કરે છે, **ચંદ્ર** !

**ચંદ્ર:** અધિકાર સાધું છું.

**વસંત:** શેનો ?

**ચંદ્ર:** ઇષ્ટપ્રાપ્તિનો.

**વસંત:** શું છે ઇષ્ટપ્રાપ્તિનાં સાધનો ?

**ચંદ્ર:** મિત્ર ! એક તો, સાગરનો હિંડોળો. બીજુ તો, ચંદાનું અમૃત.

**વસંત:** હં !

**ચંદ્ર:** તે અમૃત ચોળી રંગવા માટે.

**વસંત:** ને પછી ?

**ચંદ્ર:** સૂરજનો સૂરમો.

**વસંત:** હં !

**ચંદ્ર:** બાપુ ! હવે કાજળ આંજેલી કાળી કીકી નહિ ! પણ સૂરજના તેજનાં અંજન !

**વસંત:** એ તેજમાં તું પણ અંજાઈ જશે. તારી આંખ બંધ થઇ જશે. તો, તું જોઇશ શી રીતે, તારી પ્રેમમૂર્તિને ? હં ! પછી ?

**ચંદ્રઃ** વીજળીની ઝાંઝરી! પૃથ્વી પરનાં રૂમ ઝુમ–હુમ ઠુમ નાચ નહિ. પણ ગગનથી ઉતરેલી વીજળીનાં નુપુર! આ અધિકાર પ્રગટાવીશ. મારી દેવીને પ્રાપ્ત કરીશ.

**વસંતઃ** ધન્ય ભાગ્ય તારાં. પણ, ચંદ્ર! મારી દેવી–મારી પ્રેમમૂર્તિ ક્યાં? હું ક્યાં? રાજ્ય ક્યાં? જ્યારથી યોગીરાજ આપણને સજ્જ રહેવાનું કહી સીધાવ્યા છે, ત્યારથી તે સદ્‌ગુરૂનાં ને મારી શક્તિનાં સ્મરણાં, સમણાં, સદા આવે છે.

**ચંદ્રઃ** સહુ મળશે મિત્ર! પણ હાલ તો, યોગીરાજની આજ્ઞા પ્રમાણે સંયમ સાધો. રાજકેદીઓનો છૂટકારો થઇ ગયો છે. સહુ તૈયારી છે. એક યોગીરાજ મહારાજની આજ્ઞા થતાં, રામનગરનું રાજ્ય પ્રાપ્ત થશે. પાતાલમાંથી શોધી મારી બેનને સોંપીશ. તમારી વિજયમાળ સમી તમારા કંઠમાં તે શોભશે!

**વસંતઃ** એ અદ્‌ભુત યોગીરાજ, એ અવતારી શક્તિ! આપણા આલસ્ય ઉડાવી, આપણને સ્વધર્મ શીખવી, આપણને મર્યાદા સાંચવવાની આજ્ઞા કરી, ચાલી ગયા. રાહ જોઉં છું તેમની આજ્ઞાની. પણ મન બંડ કરે છે. ને સેના લઇ, કૂચ કરવા મન થાય છે.

[ ઉકો બરછીયાને આંગળીએ વળગાડી દોડતો આવે છે ]

**ઉકોઃ** હા! હા! હા! બાપલા! ભારે થઇ. હા! હા! બાપુ! બરછીયાએ તીર તાચી નગરશેઠની પાઘડી ઉડાવી. વાણીયાભાઇ માનતા નોતા. કહે જે, આટલું છોકરૂં તે શું તીરે તાંચે.

[ વસંતકુમાર બરછીયાને માથે હાથ મેલે છે. સહુ હસે છે ]

**રાજપાલઃ**

[ પ્રવેશ કરી પ્રણામ કરે છે ]

આ અજબ મૂર્તિ છે, મહારાજ! ભાઇ! મને પણ તીર મારતાં શિખવીશ?

**બરછીયોઃ** આવજો, નાના છોકરા ને છોકરીઓના વર્ગમાં.

**રાજપાલઃ** ઠીક, ભાઇ! અમે વાણીયા, તો જ્યાં ચમત્કાર હોય, ત્યાં નમસ્કાર કરી, કામ કાઢી લઇએ.

પણ–સહુ તૈયારી છે, કૃપાનાથ! લોકોએ અક્ષય ભંડાર મોકલી દીધો છે. અખૂટ લક્ષ્મી, અખૂટ સેના, તૈયાર છે. લોક તૈયાર છે. એક ચીનગારી મુકવી બાકી છે. યોગીરાજ મહારાજની આજ્ઞા મળે તેટલી વાર છે.

**વસંતઃ** શેઠજી! તમે પણ તમારા ધર્મમાં—

**રાજપાલઃ** વાણીયાના વખાણ ન કરશો, બાપુ! થોડે વખાણે પણ ફાટી જાય વાણીયો. અમે વાણીયા લોકને લુટી ધનવાન થઇએ. અમારાં દ્રવ્ય, અમે ધર્મરાજ્ય માટે ન આપીએ, તો અમારા જેવા અંધ કોણ. ધન તો વાપર્યુંજ કામનું. ધર્મીને ન આપીએ તો અધર્મી લુંટી લે. ને જોગી મહારાજ પણ, સહુ રજપુતોને અંકુશમાં રાખી, ઠાવકી રીતે ને લાંબે વિચારે કામ લેવરાવે છે. બાપુ! રજપુત જરા વાણીયાવિદ્યા શીખે, તો વધારે ફાવે. રજપુત લાંબો વિચાર કરે; સમય પ્રમાણે વર્તે. જેમ શ્રી કૃષ્ણ મહારાજ, સમય સમયે ક્ષત્રી, સમય સમયે, વાણીયા બની જતા, તેમ રજપુત પણ સમજીને કામ કરે. તોજ જય મળે. ને વાણીયા પણ થોડું ઘણું લડતાં શીખે. જરૂર પડે પોતાની, પોતાના કુટુંબની, પોતાના દ્રવ્યની, પોતાના દેશની સેવા માટે કમર કસે. આ હું પણ, સેનાના ખજાનાની વ્યવસ્થા કરતો, એક વાર, બંદુક ને તલવારનો ઘા કરતાં ચુકું નહિ, હો!

**વસંતઃ** ધન્ય! છે વાણીયા! ધન્ય! છે.

[ પડદામાં ઢોલનો અવાજ ]

ચાલો! ચાલો! સેનાની કવાયત્‌નો સમય થયો છે.

# પ્રવેશ ૨

સ્થળઃ રામનગર, રાજમહેલમાં કામિનીનું ભવ્ય શયનગૃહ.

[ સૂરસિંહ સંમોહિનીની અસરમાં બેભાન પડેલો છે. યોગીરાજ શક્તિકુમારી કળાવતી દાસી સાથે આવે છે ]

**કળાવતી:**

[ દ્રવી ઘુંટણીએ પડી ]

એ યોગીરાજ મહારાજ! જીવન પર્યંત આપની દાસી થઇશ. આપનાં ચરણ સેવીશ. મારૂં તન, મન, ધન, અર્પીશ. આ મહામાયાના રૂપના જુઠા તેજમાં, એ! અલૌકિક મૂર્તિ! આપને, પતંગીયા પેઠે, નહિ મરવા આપું. મેં આપને, આ ધુતારી જાદુગણનું ચારિત્ર્ય ખોલી બતાવ્યું છે.

**શક્તિકુમારીઃ** તારૂં કલ્યાણ થશે કળાવતી!

**કળાવતીઃ** કલ્યાણ તો, જ્યારે આ દાસીને આપ જીવન લગી અંગિકાર કરો, ત્યારે. મને વચન આપો, પ્રાણનાથ!

[ શક્તિકુમારી મુખ મલકાવતી કળાવતીના મુખને સ્પર્શે છે ]

જીવતા રહો. પણ, એ ફૂલ સમા સુકુમાર યોગીરાજ! સાવધાન રહેજો. જુવો! જુવો! આ સંમોહિની! કોઇને પણ આ બેભાન બનાવી શકે છે. મહારાજા સંમોહિનીના શિકાર, મહારાણીની ઇચ્છા પ્રમાણે થાય છે. જુવો! આ સંજીવની! તે સંમોહિનીની અસર દૂર કરે છે. જુવો! જુવો! આ કામદિપિકા રૂપવર્ધની! તે મુખનું સૌંદર્ય વધારે છે. જારના કામને ઉત્તેજિત કરે છે. જુવો! જુવો! આ પ્રાણવિનાશિની! તે મહારાણીના કાનમાં ગુપ્ત રહે છે. તેમની ઇચ્છા પ્રમાણે ગુલાબી ગાલ પર ચડે છે; ને શરણ થયેલા જારનો શિકાર કરે છે. તેમનાં શબ, પાતાલ કુવામાં પડી, નદીમાં વહે છે.

**શક્તિકુમારીઃ** યુવાનોના નદીમાં તણાતાં મડદાઓના આજ ભેદ?

કળાવતી: જી, હા. ને, જુવો આ મહારાજ! સંમોહિનીના શિકાર થઇ, બેભાન થઇ, પડ્યા છે. તેમની માનીતીને મનમાની મોજ માણવા મળે છે.

[ શક્તિકુમારી સૂરસિંહને જોઇ નિશ્વાસ નાખે છે ]

ઓ કામણગારા! અલબેલા! સાવધાન રહેજો. હું મહારાણીને ખબર આપું છું. ઝરૂખાની બારીમાંથી, જેણે આપના સામી આંગળી કરી, આપને મને દાખવ્યા હતા, તેજ તે, હો! પણ, પ્રાણનાથ! સાવધાન રહેજો. મહામાયા છે. ધૂતારી, ઠગારી, જાદુગરી છે. પાપનો ભય નથી, કોઇનો ડર નથી એને. સાવધાન રહેજો, સુકુમાર!

[ કળાવતી અંદર જાય છે ]

શક્તિકુમારી: હા! આ સૂરસિંહ! જેના નામથી, જેનાં ક્ષાત્રતેજથી મહારાજ્યો ધ્રૂજતાં. તે સિંહની આ શ્વાનચેષ્ટા! હરિ! હરિ! મને તેની દયા આવે છે. આ મારો પિતા! રે! રે! મારા મનને, પુત્રીના મોહશોક રંગે છે! બસ, દૂર, દૂર, મોહમાયા! અત્રે અસત્ સ્નેહને અવકાશ નથી. અત્રે ધર્મનેજ અવકાશ છે.—હા!—શું રૂપ! તારી બલિહારી છે. કામિનીના રૂપમાં સૂરસિંહ અંધ થયો, અન્યાયી થયો, પરવશ થયો, પામર થયો. કામિનીના રૂપના પ્રકાશમાં અનેક યુવાનો પતંગીયા પેઠે પડ્યા. તે આજ, મારા રૂપ પર મોહી. તેની દાસીને દૂતી કરી મારી પાસે મોકલી. પણ દૂતી મારા રૂપની દાસી બની. મને કામિનીના કપટકળાના ભેદ ભરમ બતાવ્યા. આ રાક્ષસીની મોહમાયાની જાળ ખૂલી ગઈ. હરિ! હરિ! પ્રભો! દીનાનાથ! તારી એમજ ઇચ્છા છે, જે યુદ્ધ વગર, હિંસા વગર, રક્તપ્રવાહ વગર, આ અસુર રાજ્યની ઉત્ક્રાંતિ થાય. સૂરસિંહના મોહ જાય. ધર્મરાજ્યની સ્થાપના થાય. સાવધાન! કોઇ—

[ કળાવતી આવે છે ]

કળાવતી: સાવધાન! મહારાજ! મહારાણી પધારે છે.

[ સૂરસિંહના કોથને અંદર લઇ જાય છે. શક્તિકુમારી એક આસન પર બેસે છે. કામિની પ્રવેશ કરે છે ]

**કામિની:**

[ નમે છે ]

પધારો, પધારો, કામણગારા યોગિરાજ! આ દાસીની સેવાનો અંગિકાર કરો.

**શક્તિકુમારી:** કલ્યાણમસ્તુ. મહારાણી! તમે મારી પાસે, શેની આશા રાખો છો?

**કામિની:** તમારી કૃપાની—તમારી—

**શક્તિકુમારી:** જેવી રૂપવાળી છે, તેવી ગુણવાળી થા. પતિની સેવા કર. રાજ્યનો ઉદ્ધાર કર—

**કામિની:** ઓ મદનમૂર્તિ યોગીરાજ મહારાજ! અહિં આપની પધરામણી પ્રેમના આશીર્વાદ માટે થઇ છે.

**શક્તિકુમારી:** અમે યોગીઓ પ્રેમથી, આત્મામાંથીજ આશીર્વાદ આપીએ છીએ. જો—

**કામિની:** ઓ મધુકર! ના તલસાવ. આવ, આવ, તને મારા હૈયાના સિંહાસન પર પધરાવું. મારા આત્માની આરતી અર્પું. મારા શરીરની સેજ બિછાવું—

**શક્તિકુમારી:**

[ ઉભી થઇ ]

શાન્તમ્ પાપમ્. શાન્તમ્ પાપમ્.

**કામિની:** એ! પ્રેમવશ પ્રાણને સંતોખવો, તે શું, પુણ્યનું કામ નથી? યોગીરાજ! જો, જો, હું રામનગરની મહારાણી—

**શક્તિકુમારી:** પણ, મહારાણી! હું હૃષિકેશનો બ્રહ્મચારી, ધર્મધારી-

**કામિની:** ઓ પ્રેમવિહારી! તારા બ્રહ્મચર્યેજ, તારા રૂપનાં તેજમાં મને આંજી છે. મને પ્રેમ પ્રેરે છે. ઓ!

**શક્તિકુમારી:** મને ધર્મ પ્રેરે છે.

**કામિની:** હું પરવશ છું. મારો જીવ હાથ નથી.

**શક્તિકુમારી:** હું ધર્મવશ છું. મારી ઇન્દ્રિઓના, મારા મન પર, અધિકાર નથી.

**કામિની:** ના સતાવ, ના સતાવ, ઓ જોગીડા! તારા તપના બદલમાં આ રૂપ તને મળે છે. જો, જો, આ દેહ માનવનો છે કે દેવનો?

**શક્તિકુમારી:** નથી માનવનો. નથી દેવનો.

**કામિની:** ત્યારે?

**શક્તિકુમારી:** પુછને તારા હૃદયને?

**કામિની:** હૃદયને પૂછું? હૃદયમાં તું! મારા નયણામાં તું! મારા જીવમાં તું! તું—તુંમય આ પ્રાણ ટક્યો છે. ઓ જોગી! મને અધીરી ન કર. આવ, આવ, મારા હૈયાના હાર! આવ.

[ હાથ લાંબા કરે છે ]

**શક્તિકુમારી:** બ્રહ્મચારી છું. મદનથી અંજાયો નથી. બાલક છું. વિલાસ સમજતો નથી.

**કામિની:** આવ! આવ! હું તારી ગુરૂ બનું. તને પ્રેમના પાઠ પઢાવું.

**શક્તિકુમારી:** મારા એકલા ગુરૂ પૂર્ણાનંદ પરમાત્મા છે.

**કામિની:** મદન સ્વયંભુ છે. માનીજા, માનીજા.

**શક્તિકુમારી:** ભૂલીજા, ભૂલીજા.

**કામિની:** આ વ્યર્થ રમત જવા દે. મને ખોટા માર માર નહિ. મને જલ વગરની માછલડીની માફક ફફડાવ નહિ.

**શક્તિકુમારી:** જે માર્ગ ગયો નથી. જે જાણતો નથી. જેની અવજ્ઞા છે. જેના પર ધર્મના અંકુશ છે.—

**કામિની:** ધર્મ કરતાં પ્રેમ મહાન્ છે.

**શક્તિકુમારી:** તે, તે, પ્રભુપ્રેમ. તે પુણ્યધામનો પાવન પ્રસાદ—

**કામિની:** સમર્થ છો. જ્ઞાની છો. શાસ્ત્ર ભણ્યા છો. કાવ્ય, સાહિત્ય, કલા, નથી જાણતા શું?

**શક્તિકુમારી:** ગંગાજીના પવિત્ર તટ પર વેદવેદાન્તનો અભ્યાસ કર્યો છે. હિમાલયની ઉંડી ગુહાઓમાં યોગાભ્યાસ કર્યો છે. સાહિત્યકાવ્યના શૃંગાર યાદ નથી. તેના પાઠ ભૂલી ગયો છું.

**કામિની:** તે હું તને યાદ આપું. હું તને શિખવું. જો, સાંભળ, તને સંગીત સંભળાવું. સંગીત શૃંગાર, ભોગ, વિલાસની ઉર્મિ છે. તેનો આત્મા છે.

[ સતાર લઇ, કામવશ મુખમુદ્રાની વિવિધ ચેષ્ટા દાખવતી ગાય છે ]

[ સંગીત ]

યોગી ! ભ્રમરા ! યોગી ! ભ્રમરા ! યોગી ! ભ્રમરા !
રસભોગી વિહરને રૂપ બાગમાં.
અંગેઅંગ અનંગરંગ ખીલ્યા.
મધુરસ પી, રસિકવર ! રંગરાગમાં. યોગી ભ્રમરા !
નેણ અમારાં કમળ ભૂલાવે.
ગુલાબી મુખ ગુલને શરમાવે.
અધરઅમી અમૃત વિસરાવે.
રતિકેલિ રસહેલિ જગાવે.
દેવને દુર્લભ, દેહકુસુમ આ,
સ્વર્ગસુખ સંસાર મણાવે.
સુભાગી માનવ માણે. યોગી ! ભ્રમરા !

**શક્તિકુમારીઃ** શું સુંદર કંઠ છે !

**કામિનીઃ** અય ! રૂપને। સાગર છલે છે અહિં. સર્વાંગ સુંદર છે.

**શક્તિકુમારીઃ** આ કિન્નર કંઠમાં પ્રભુનામનું પાવન કીર્ત્તન કેવું શોભે ? આ કમલ મુખ—

**કામિનીઃ** અય ! મદન—

**શક્તિકુમારીઃ**

[ બંસી ઝોળીમાંથી કાઢી ]

જો ! જો ! સુંદરી ! આ બંસી.

તને નૃત્ય આવડે છે ?

**કામિનીઃ** આ લલનાથી કોઇ લલિત કલા અજાણી નથી.

**શક્તિકુમારીઃ** તો, જો ! આ બંસી મને શ્રી કૃષ્ણના વિહારસ્થાન વૃંદાવનમાંથી મળી. મને શ્રી કૃષ્ણે બંસી બજાવતાં શિખવ્યું છે જો ! હું બજાવું ને તું નાચ !

**કામિનીઃ** એ વિચિત્ર મૂર્ત્તિ ! એ યોગી ! આ કામિની કોઇના તાલે નથી નાચી. સહુને તેણે નચાવ્યા છે. તો—

**શક્તિકુમારી:** તો, આ યોગી પણ કોઇના તાલે નાચ્યો નથી. તે તારે તાલે—

**કામિની:** નહિ, નહિ, હું તો નહિ નાચું.

**શક્તિકુમારી:** તો સુંદરી? મને જવા આપો.

[ જવાનું કરે છે ]

**કામિની:** નહિ, નહિ, યોગી એમ તો—

**શક્તિકુમારી:** નહિ, નહિ, હું રહીશ નહિ. તું યોગીનું અપમાન કરે છે. જેની પાસે ભોગની ભીક્ષા માગે છે, તેને પ્રસન્ન કરવા, તારામાં ઇચ્છા નથી, શક્તિ નથી.

**કામિની:** કોણ કહે છે? માનવ શું! પણ દાનવ કે દેવને પણ, મારા બાણે મારી શકું છું.

**શક્તિકુમારી:** પણ હજુ, એક બાલબ્રહ્મચારીને તારા નયનના બાણ અટકી શકતાં નથી. તારા સુંદર અંગો આંજી શકતાં નથી. તારા કંઠમાં માધુર્ય છે. પણ તે મને મોહ પમાડતો નથી. તને નૃત્ય આવડતું નથી. ઓ માનુની! આ મોરલીના તાલે નાચ, નાચ. નહિ તો હું જાઉં છું—

[ જવા કરે છે ]

**કામિની:** ભિક્ષા આપ્યા વગર—

**શક્તિકુમારી:** પુરૂષની ઇચ્છાનો અનાદર કરે, તે માશુકની, શી પરવા કરે પુરૂષ? બસ, હું તો—

**કામિની:** ન રીસાવ, ઓ! રસિકવર! ન રિસાવ. ચાલ, ચાલ, વગાડ તારી મોરલી, ને જો મારાં નૃત્ય. બ્રહ્માંડને ડોલાવું. ને તને પણ ડોલાવું.

**શક્તિકુમારી:**

[ સ્વગત ]

નાચી લે, નાચી લે, ઓ મહામાયા જાદુગરી નાચી લે—

[ બંસી બજાવે છે. બંસીના તાલે કામિની કામણદર્શન, રૂપદર્શન, સર્વ અંગને વિવિધ રીતે તાલ દેવરાતું નૃત્ય કરે છે ]

**શક્તિકુમારી:** વાહ રે! કામિની! ઠીક નાચી.

[ કામિની હસી, નમન કરી, શક્તિકુમારીની પાસે આવે છે. કળાવતી દોડતી પ્રવેશ કરે છે ]

**કળાવતી:** બા! બા! રાજા કામદેવ આવે છે.

**કામિની:**

[ ક્રોધિત થઇ ]

એ, ક્યાં આવ્યો, અત્યારે? પણ, તે પાછો નહિ જશે. ઓ! સુંદર વર! જોગીરાજ! આપને તાલે નાચી છું. આપને મુખડે રાજી છું. એક થોડી ક્ષણ આપ અંદર પધારો. જરા ધીરજ ધારો.

[ ઉગ્ર મુખમુદ્રા કરી, યોગીરાજ કળાવતી સાથે જાય છે ]

**કામિની:**

[ કળાવતીને ગુપ્ત ]

કળાવતી! ખબરદાર! મહામાયા છે આ જોગી. જો! હાથ ન રહે તો જીવતો પાતાલ કુવામાંજ—

**કળાવતી:** તેની ફિકર ન કરો બા!

[ શક્તિકુમારીને અંદર લઇ જતાં, કામિની સામા હાથના કાટકા ફોડે છે ]

[ કામદેવ પ્રવેશ કરે છે ]

**કામદેવ:** અય પ્યારી! બસ, તારૂં ખ્વાબ આવ્યું! તારી હાજર થયો. ઓ—

**કામિની:** અત્યારે ક્યાં આવ્યો તું? આજે મહારાજાએ કહ્યું છે, જે મધ્યરાત્રે હું જાગીશ.

**કામદેવ:** પણ તે તું જગાડશે ત્યારે ને? પણ ઇસ વખ્ત જાવ મહારાજા જહાનમમેં. એક, એક ચુંબન! બસ, તેરી કસમ! બસ, તેરી કસમ–

[ કામિની જોડે કામિકેલિના ચુંબન, આલિંગન કરે છે. કળાવતી સંજીવનીની સીસી, ધીરે પગલે આવી, ઉઠાવી જાય છે. ]

**કળાવતી:**

[ પડદામાં ]

લ્યો, નાથ! આ સંજીવની.

[ પડદામાં શક્તિકુમારી સંજીવની સૂરસિંહને સુંઘાડે છે. સૂરસિંહ જાગૃત થાય છે. તેને યોગીરાજનું દર્શન સ્વપ્ન સમું ભાસે છે ]

**સૂરસિંહ:**

[ પડદામાં ]

કોણ છે તું? હું જાગું છું કે નિદ્રામાં છું? રાણી ક્યાં? તમે કોણ?

**શક્તિકુમારી:**

[ પડદામાં ]

ઓ વીરપુરુષ! તું જાગે છે. તારા મોહ ભાગે છે. હું પરમાત્માનો દૂત છું. તારા માયાનાં પડળ ઉઘાડીશ. તારૂં સ્વરૂપ ઓળખાવીશ. પણ જો! જો! અત્યારે, તારા અંતઃપુરમાં—

**સૂરસિંહ:**

[ પડદામાં ]

શું?

**શક્તિકુમારી:**

[ પડદામાં ]

તારી પ્રેમમૂર્ત્તિનાં રમણ! જો! જો!

**સૂરસિંહ:**

[ પડદામાં ]

હેં?—

[ શક્તિકુમારી આંગળી વતી દાખવે છે. સૂરસિંહ કામિનીને કામદેવના બાહુપાશમાં નીરખે છે. કામદેવ કામિનીને ચુંબે છે. સૂરસિંહ ખુલી તલવારે ધસે છે ]

**સૂરસિંહ:** ખબરદાર! વ્યભિચારીઓ–

[ સૂરસિંહનું તલવાર લઇ ધસવું. કામદેવનું નાસવું. કામિનીનો ગભરાટ. શક્તિકુમારીનું આંગળી વતે દાખવવું. કળાવતીનો વિચિત્ર વિસ્મય ]

[ ટૅબ્લો ]

# પ્રવેશ ૩

સ્થળઃ રામનગરના મહેલમાંના બાગનો ભાગ.

[ નાસતા કામદેવ પાછળ ખુલી તલવારે ધસતો સૂરસિંહ ]

**સૂરસિંહઃ** ઓ, અધર્મી બાયલા ! ડરપોક ! વ્યભિચારી ! નિમકહરામ ! હું તારો પ્રાણ લઇશ–

**કામદેવઃ** મહારાજ ! મારા જીવ પર ન આવો.

**સૂરસિંહઃ** હું તારી જોડે લાંબી વાત કરવા માગતો નથી. બસ એક ઘાએજ તારા માથાને—

[ સૂરસિંહ કામદેવ સામો ધસે છે. કામદેવ તલવાર કાઢે છે. બંનેનું દ્વંદ્વયુદ્ધ થાય છે. કામદેવને સૂરસિંહ નીચે પાડે છે. તેની તલવાર લઇ ફેંકી દે છે. તેની છાતી પર પગ મૂકે છે ]

**સૂરસિંહઃ** જા ! જા ! તું હતો ન હતો થા, ઓ નિમકહરામ કુતરા ! [ મારવા તલવાર ઉગામે છે ]

**કામદેવઃ**

[ હાથ જોડી ગભરાતો ]

મહારાજા ! ક્ષમા કરો. મારો દોષ નથી. આપ, હું, ને સહુ, તે મહામાયાના નચવ્યા નાચ્યા છીએ. તેના જાદુ પાસે આંધળા થયેલા–

**સૂરસિંહઃ** સાચું કહે ! સાચું કહે ! જો પ્રભુ પાસે તારો જીવ જાય છે. તો સાચું કહે. તારે ને તે રંડાને કયારની યારી હતી? જો ! સાચું—

**કામદેવઃ** મરણ આવ્યું છે. તો સાચુંજ કહીશ, મહારાજા ! મારે ને તેને બાલપણની—

**સૂરસિંહઃ**

[ પોતાની છાતી પર મુકો મારી ]

હાય !

**કામદેવઃ** મહારાજા ! મહારાજા રામસિંહ પર પણ, તેણે ખોટો આરોપ મુકેલો. તેમણે તેની પાસે ખોટી માગણી કરી, તે તદન જુઠું. તમને ભૂલવવાની જાળ.

**સૂરસિંહ:** ઓ પામર સૂરસિંહ!

[ પોતાના માથાના વાળ ખેંચે છે. છાતી પર હાથ મારે છે. કામદેવની છાતી પરથી પગ ઉપાડી લે છે. પોતાના હાથમાંની તલવાર ફેંકી દે છે. કામદેવ ધીરે ધીરે ઉભો થાય છે ]

હું, શું જોઉં છું? જેને માટે મેં અધર્મ કર્યા; જેના પાસે હું પુતળા માફક નાચ્યો; તે આમ બેવફા? પણ ઓ સચ્ચાઇના માર્ગથી ભ્રષ્ટ થયેલા જીવ! તું બીજા પાસે સચ્ચાઇનો, નિમકહરામ આત્મા! તું બીજા પાસે વફાદારીનો લોભ, કઇ ભ્રમણાથી રાખે છે? શું કરૂં? ઓ, પુત્રી! ઓ દિવ્ય શક્તિ! તારાં વચન અત્યારે—

[ કામદેવ ધીરો રહી ઉભો થાય છે. તેની મનોવૃત્તિ બદલાય છે ]

**કામદેવ:**

[ સ્વગત ]

કિસમત્! ચાલ, ચાલ, ઠાર કર. રાણી ને રાજ હાથ કર. નહિ તો, ઠાર થઇશ.

[ તલવાર લઇ, સૂરસિંહની પાછળ આવી, સૂરસિંહને ગરદનથી પકડી, નીચે પાડી, તેની છાતી પર, પગ મૂકે છે ]

[ પ્રકાશ ]

મહારાજા! હવે તો, જીવવું કે મરવું? મરવું કેને ગમે છે?

[ સૂરસિંહ છૂટો થવા તડફડે છે ]

જાવ! જાવ! જાવ! આ જહાન્નમાંની જાવ. રાજ્ય ને રાણી હવે મારાં—

[ સૂરસિંહનું વધારે તડફડવું. કામદેવનું તલવાર ઉગામવું. અંદરથી પિસ્તોલનો અવાજ. કામદેવનું તડફડીયાં મારતું મરવું. સૂરસિંહનું ધીરેથી ઉઠવું. વસંતકુમારનું હાથમાં પિસ્તોલ સાથે આવવું. એક બીજાને જોઇ, સૂરસિંહ ને વસંતકુમારની, વિચિત્ર દશ્યો દાખવતી, મુખચેષ્ટાઓનું દર્શન ]

**વસંતકુમાર:** કોણ! કોણ! અધર્મી! નિમકહરામી! દુષ્ટ રાક્ષસ! આવ! આવ! પ્રભુમાં શ્રદ્ધા હો, તો પ્રભુનું ભજન કરી લે. લડવું હોય

તો દ્વન્દ્વયુદ્ધ કરી લે. પણ કહે, તારી દિવ્ય પુત્રી, તે સુંદર **શક્તિ** ક્યાં છે ?

**સૂરસિંહ:**

[ નીચુ જોઈ ]

યુવરાજશ્રી ! તે અત્રેથી ઘણું થયાં ચાલી ગયાં છે. મને તેમના ભવિષ્યવાદી શબ્દો યાદ આવે છે. પણ, ક્યાં હું પામર પાપાત્મા, ને ક્યાં, તે શુદ્ધ ગંગા. ક્યાં હું નરકનો અધિકારી ને ક્યાં આપ સહુ, સ્વર્ગના દેવ-સમા દેહધારીઓ. ઓ યુવરાજશ્રી! હું આપનો ગુન્હેગાર છું. આપને હાથે મને-

[ ઘુંટણીએ પડી, ઘા ઝીલવા, છાતી ધરે છે ]

**વસંતકુમાર:** ઓ મોહાંધ! તારા અભિમાની મોહવશ ચારિત્ર્યે, અમને ને **શામનગરની પ્રજાને**, અંધેરના મહાસાગરમાં, દુ:ખના વનમાં રઝડતા કર્યા. જેટલી ક્ષણ તું વધારે જીવે છે, તેટલો વધારે ભાર, પૃથ્વીમૈયાને વહન કરવો પડે છે. જા ! જા ! દુષ્ટ ! જમના દરબારમાં—

[ વસંતકુમારનું પિસ્તોલ તાકવું. સૂરસિંહનું માથું ઝુકાવવું ]

**શક્તિકુમારી:**

[ પડદામાં ]

ખબરદાર, કુમાર !

[ પ્રવેશ કરે છે ]

તમે અહિં ક્યાંથી ? કોની આજ્ઞાથી ? ને ક્ષત્રી થઇ શરણુ આવેલા પર શસ્ત્રપ્રહાર ? ઓ ! ઓ ! ક્ષત્રી ! તારો આત્મસંયમ ક્યાં ?

[ વસંતકુમારના હાથમાંથી પિસ્તોલ પડી જાય છે. તે નીચુ જુવે છે ]

તારા સારથીની આજ્ઞાનું ઉલંઘન ?

**વસંતકુમાર:** ક્ષમા કરો, ગુરૂદેવ !

**શક્તિકુમારી:** જાવ, જાવ, કુમાર ! આવ્યા તેવા પાછા જાવ. સેના સજ્જ રાખો. મારી રાહ જુવો. જાવ, જાવ. સાગરની શક્તિ હોય, તો સાગરની મર્યાદા રાખો. શૂરવીર હો, તો આત્મસંયમ રાખો. જાવ !

[ વસંતકુમાર અણગમો દાખવતો પિસ્તોલ કમરમાં મૂકી જાય છે ]

[ કળાવતી એક અરજી લઇને આવે છે. નમન કરે છે ]

**કળાવતીઃ** મહારાજ ! આ અરજી. હું માફી માગું છું. મને લાખ રૂપીયાનું ઇનામ–

[ અરજી શક્તિકુમારીને આપે છે. શક્તિકુમારી તે અરજી વાંચી સૂરસિંહને આપે છે ]

**સૂરસિંહઃ** હાય !

[ અરજી શક્તિકુમારીને આપે છે ]

**શક્તિકુમારીઃ** કળાવતી ! તને એક લાખનું ઈનામ મળશે. તું જા. આ કામદેવના શબને, અત્રેથી લઇ જવાનો બંદોબસ્ત કરાવ.

[ કળાવતીને અરજી પાછી આપે છે ]

**કળાવતીઃ** જી, મહારાજ !

[ કામદેવના શબ સામી જોતી જાયછે. અનુચરો આવી, કામદેવનું શબ લઇ જાય છે ]

**સૂરસિંહઃ** ઓ અવતારી દેવ ! મારી માયાનો પડદો આપે ઉપાડયો. અસંખ્ય ખુનોની તે અધિષ્ઠાત્રી, તે ધૂતારી, ઠગારી કયાં ! ને તે દયાની દેવી શક્તિકુમારી કયાં ? મહારાજ ! મને જીવન અકારૂં લાગે છે. મને તો હવે—

**શક્તિકુમારીઃ** ક્ષત્રી ! શાંત થા. હું કહું તેમ કરીશ ?

**સૂરસિંહઃ**

[ નમીને ]

ઓ મારા મોહચક્ષુ ખોલનાર ! મારા ઉદ્ધારનાર ! હું આપને શરણ છું.

[ નમે છે ]

**શક્તિકુમારીઃ** ચાલ. મારી સાથે ચાલ. શિતળ જળમાં સ્નાન કર. ને ગંગાજલનું પાન કર. શાંતિમંત્રનું રટણ કર. પ્રભુ શાંતિદાતા છે.

[ શક્તિકુમારી પાછળ સૂરસિંહ નીચુ મુખ રાખી, ધીમે પગલે જાયછે ]

# પ્રવેશ ૪

સ્થળ: સાચાભક્તના આશ્રમમાંનો ભાગ.

[ વિજયાપ્રસાદ મુખ્ય પાકશાસ્ત્રીના સર્વાંગ રેશમી લાલ વસ્ત્રમાં, મોટો કડછો ધારી, પ્રવેશ કરે છે ]

**વિજયાપ્રસાદ:**

[ સંગીત ]

ભેમસન બળીયો જુદ્ધે ચડે ને ધણણ ધરણી ધ્રુજે.
લાડુના ગોળા ને તોપના ગોળાને ધડાક–ધૂમ ઉડાવે.
બળીયા બાપલે કડછો ધાર્યો ને કડડ કીચકને માર્યો.
તડડ, ફડડ, કડછાનો પડચો, એના આગળ દુશ્મન હાર્યો—
હાર્યો, માર્યો, માર્યો.

અમે પણ આજે કડછો ધાર્યો છે.
જય મહારાજા રામસિંહનો ! આ અમારી સેનાને તો, આ કડછે માલ માલ જમાડું. ને આજ કડછે દુશ્મનની તાલ તડાક ફોડું; ને ફડાક મોઢા બાળું.

[ કડછો વીંઝે છે. ત્યાં સામેથી આવતા રાજપાલ શેઠ સાથે અથડાય છે ]

હું મારૂં બેટું ! દુશ્મન ! દુશ્મન !

[ કડછો ઉપાડે છે ]

**રાજપાલ:** એ વિજયા—

**વિજયાપ્રસાદ:** કોણ, શેઠજી ?

[ હસે છે ]

**રાજપાલ:** વિજયા ! તું તો જાણે ભીમસેન.

**વિજયાપ્રસાદ:** જો બધા રજા આલે ને, તો એ સૂરસિંહ કીચકડાની, આ કડછે, ચટણી કરી નાખું, ચટણી !

**રાજપાલ:** તારો કડછો સેનાને જમાડે છે, એજ ઘણું છે.

**વિજયાપ્રસાદ:** શેઠજી ! તમે પણ સેનાના ખજાનચી થઇ સેવા કરો છો. પણ તમે તો વણિકપુતર. ડાઇ માના દીકરા. પણ, અમારે બ્રાહ્મણ ભાઇને તો કલમ, કડછી કે બરછી. શાસતર તો ભણ્યા નહિ. બરછી વિંઝવી

શીખ્યા નહિ. પણ, મારૂં બેટું, કડછો તો ધાર્યો. ભલું થાવ સાચાભગતનું. તમને શૂરાભાઇએ કેદખાનામાંથી છોડવ્યા. એ શેઠ! સાંભળે છે ને ભૂત-ટેકરી. ને, અમને તો મારૂં બેટું, નખોદ જાય એનું, શંકરીએ હાડકાં ભાંગી ખાઇમાં પધરાવ્યા. અમને તો ત્યાં એવો ડર લાગે, શેઠ! મારૂં બેટું, જે ભૂત અમારો નાસ્તો કરી જશે ને ભટ્ટાણી રાંડશે. અમે શંકરીઆના નામની પોક મૂકી ને શંકરીઓ ભાગ્યો. પણ, જે ભોળાનાથની, એ પાપીયા પલીતને નાગ ડસ્યો ને ચકરી ખાઇ એ ત્યાંજ ફસ્યો. એ કે, જે વિજયા મરૂં છું. મેં કહ્યું જે શંકરીયા! ઠાર્યાં તેવાં ઠરજો. બાળ્યા તેવાં બળજો. ને કર્યાં તેવાં ભરજો. શંકરીયાનો જીવ ઉડી ગયો. ને અમે મારૂં બેટું, પાછી પોક મૂકી એના નામની. ત્યાં ઉકાભાઇનું ભલું થાય. મને અહિં ઉચકી આણ્યો. ને ભટ્ટાણીનાં ચુડી ને ચાંદલો ચાલુ રહ્યાં. હવે તો અહિં કડછાધારી મહારાજ! ને શેઠ! અમે વિજયા પણ છોડી દીધી. ઉકાભાઇ કે જે, બેટા વિજયા, ભાંગ પીવી હોય તો પી, પણ જે દહાડે પીઇશ તે દહાડે ભૂખ્યું રહેવું, ને સુવું નહિ. આપણે તો, શેઠ! મથુરામાં મોટા થયેલા. ચોબાઓની દોસ્તી. ચકાચક! ચકાચક! ચકાચક! ભંગ ઉડાવે, ભોજન પાવે, સેજ બીછાવે, કુસ્તી ખેલે, સુસ્તી ઉડાવે. ભંગ ઘુંટી, પણ ભંગ પછી, મીલે ભોજન, ઓર પીછે, નિંદરા ખાસી, તો ભંગ ભોગવિલાસી! પણ ભંગ પીછે, નહિ ભોજન, નહિ નિદ્રા, તો ભંગ તો સત્યાનાસી! મારૂં બેટું, અમે ભાંગ છોડી ને કડછો ધાર્યો. અહિં તો કામ કરો, સહુ હામ ધરો—

**ઉકો:**

[ પ્રવેશ કરી ]

એ વિજયાપરસાદજી! જા, જા, હમણા ચાંદાબા સેનાની ભોજનશાળા જોવા આવે છે.

**વિજયાપ્રસાદ:** જય થાવ મહારાજનો. સબ સામગ્રી ઠીકઠાક છે. ચાલ ભાઈ! જો આર્યાવર્તના બ્રાહ્મણભાઇ ને તગડતમ બાવા ભાઇ, ભીખ માગવી છોડી ને અમારા જેમ–અરે શબ્દ શું–ચાંદાબા કે છે ને–હા! સ્વયમ્ સેવક થાય ને કામ કરે, તો દેશસેવા થાય. જોગીરાજ મહારાજ કે છે, જે હવેનો જુગ દેશસેવાનો છે. ચલો કામ કરો! સહુ હામ ધરો!

[ જાય છે ]

[ રાજીયો ભટ્ટાણી તથા તેના પુત્ર સાથે આવે છે ]

**રાજીયોઃ** પણ બાઈ! તમારા વરનું નામ ? ઉકાભાઈ! આ બાઈ તેમના વરની શોધમાં અહિં આવ્યાં છે.

ઉકોઃ બેન આવો ! પણ તમારા વરનું નામ શું ?

**ભટ્ટાણીઃ** અમારાથી આ છૈયાના બાપનું નામ ન લેવાય.

ઉકોઃ એ ભાઈ છોકરા ! તારા બાપનું નામનિશાન ?

**છોકરોઃ** મેં તો મારો બાપ જોયો નથી. હું તો એને ઓળખતો નથી.

ઉકોઃ પણ એનું નામ ?

**છોકરોઃ** મારી માને પુછો. એ જાણે.

ઉકોઃ નામ નહિ તો નિશાન તો આપો.

**ભટ્ટાણીઃ** ભૂતટેકરીના પૂજારી. પાપી **શં**કરીએ એમના હાડકાં હલકાં કરી ખાડમાં નાખેલ. હું શોધી શોધી થાકી. એ **ભો**ળાનાથ જેવા ભોળા છે. એમનું નામ **શં**કરની પરસાદી વિ–વિ–થી બોલાય, એ નામ પાછળ, પરસાદ મેલો. એ એમનું નામ.

ઉકોઃ એ **ભો**ળાનાથ જેવા ભોળા, શરીરે બમ્ ગોળા, સ્વભાવે જાણે નાના છોરા ! ઘર છોડ્યું—ઘરવાળી છોડી, ભાંગ છોડી, આળસ છોડી, પણ હંમ્ મારૂં બેઠું છોડતા નથી; ને નામ **વિ**જયાપ્રસાદ છે, તે ?

**ભટ્ટાણીઃ** જીવતા રહે જો, **તે**જ, તેજ.

ઉકોઃ **રા**જીયા ! **વિ**જયાપ્રસાદને બોલાવ. કહે તો તમારી ઘરવાળી આવ્યાં છે.

**રાજીયોઃ** જી.

[ જાય છે ]

**વિજયાપ્રસાદઃ**

[ પડદામાં ]

મારે નથી કામ એવી ઘરવાળીનું. વળી ઘરવાળી કઇ લાવ્યો ? બચ્ચા ! એક વાર ફાવ્યો—

[ રાજીયાનો કાન પકડી વિજયાપ્રસાદ આવેછે ]

એટલે, ફરી નકટો થઇ આવ્યો. પણ, હું મારૂં બેટું, જોયો છે આ કડછો ?

[ કડછો વિંઝે છે ]

**ઉકો:** ભાઇ **વિજયાપરસાદ** ! આ તમારી ઘરવાળી ને દીકરો. તેમને ઉતારો કરાવો, જમાડો, મળો.

**વિજયાપ્રસાદ:** ભઇસાબ ! તમે પણ, હાયે હા ભણવા માંડી ! આ રાજીયો તો મારો બેટો તરકટી છે.

**ઉકો:** પણ તમે આ છોકરાને ઓળખતા નથી ?

[ ચંદાકુમારી તથા ગુણસુંદરી આવે છે ]

બા ! આ **વિજયાપરસાદના** વહુ ને દીકરો.

**ચંદા:** એમ. ભલે આવ્યા ભટ્ટાણી !

**વિજયાપ્રસાદ:** એ બા ! એ અમારા ઘરવાળાં ભટ્ટાણી છે, તેની શી ખાત્રી ? આ બધા મને બનાવે છે.

**ચંદા:** પણ આ તારો છોકરો—

**વિજયાપ્રસાદ:**

[ છોકરાને નીરખી ]

બા ! એક વર્ષનો ચમચા જેવડો મેલ્યો તો. હવે તો, મારૂં બેટું, થઇ ગયો કડછા જેવડો.

**ચંદા:** બાઇ ! તમારો ઘુંઘટ ખોલો. તમારા ભટ્ટને ઓળખો ને ઓળખવા દો. અહિં આ આશ્રમમાં બહારના ઘુંઘટ નથી હોતા. અહિં તો ધર્મના વ્રત, આંખમાં લજ્જા ને મર્યાદા વસે છે. ને સહુ નિજ અધિકાર પ્રમાણે સેવાધર્મ સાધે છે.

**વિજયાપ્રસાદ:** બાનો હુકમ થયો છે. એ, પણ જોવા દે. અમે અમારા છૈયાને વાંસા પર નાગ છાપનો ડામ દિધેલો. કારણ કે, એક ડાકણ જેવી ડોસી અમારી પડોસમાં રહેતી. તે નાના છૈયાં હેરફેર કરી નાખતી.
[ છોકરાનો ખંભો જોઇ ]

આ છોકરો ! આ તો, મારો દીકરો, બા ! એ અમારા દીકરાની મા ! ઘુંઘટ ખોલો, બોલો. બાને આશીર્વાદ આપો. આ શરમ

કરો, તો અમારી સાસુના સોગન.

[ ભટ્ટાણી ઘુંઘટ ખોલી નીચી દૃષ્ટિ રાખેછ ]

**વિજયાપ્રસાદઃ**

[ ભટ્ટાણીને નીરખી જોઇ કુદકો મારી ]

બા ! એજ, એજ, મારી ભટ્ટાણી. ભલું થાવ સહુનું. આપણે તો અહિં ઘર મલ્યું ને ઘરવાળીએ મળી. એ બાને આશીર્વાદ આપ. આ બધા ભગવાનના લાલ છે ને કળીકાળના કાળ છે. તારા ચાંદલા ને ચુડાને અમર રાખનાર, મને જીવાડનાર છે.

**ભટ્ટાણીઃ** ભલું થાવ આપનું.

**ચંદાઃ** વિજયાપ્રસાદ ! એમને જમાડો ને એમને પણ કામ સોંપો.

**વિજયાપ્રસાદઃ** બા ! એ પાકશાસ્ત્રમાં, મારૂં બેટું, અમારાથી એ પ્રવિણ છે. તો ભોજનની દેખરેખ ભીતરની એ રાખશે. તો, હવે એ કામ કરશે ભીતરીયાનું. ને અમે થઈશું ભંડારીજી.

**ચંદાઃ** ચાલો સહુ. તમે ચાલો મારી સાથે નગરશેઠ ! યુવરાજશ્રી ને શૂરાકાકા મસલહત માટે આપણને તેડે છે.

[ સહુ જાય છે, સિવાય વિજયાપ્રસાદ, ભટ્ટાણી, છોકરો ને રાજીયો ]

**રાજીયોઃ** કેમ કડછાધારી કડક બહાદુર ! આ ફેરે તો સાચાં મળ્યા કે ખોટાં? એ પૂરી ખાતરી કરજો. હું ! મારૂં બેટું.

**વિજયાપ્રસાદઃ** જા, જા, ઝાડુ મારવાનો વખત થયો છે. આવજે પાકશાળામાં, બેટા ! એક લાડુ વધારે પીરસીશું

[ રાજીયો હસતો જાય છે ]

**વિજયાપ્રસાદઃ** એ ભીતરીયાજી ! ચલો ભીતર ! ને ઓ મારા તીતર! તું પણ ચાલ. આ નવ વર્ષે ભટ્ટાણીને લાગી અમારી ભાળ. ને આ વ્યાજના વધારા સાથે, અમને મલ્યો, મુદલે મુદલ આ માલ. ચલો, થયા નિહાલ. ચલો ભીતર.

[ છોકરાને ઉંચકી ને ભટ્ટાણીનો હાથ પકડી મોજમાં ડગલાં ભરતો, હસતો જાય છે. કડછો ભટ્ટાણીના હાથમાં આપે છે ]

# પ્રવેશ ૫

સ્થળ: રામનગરમાં કામિનીનું શયનભવન.

**કામિની:** મમતા, મોહ ને માયાના મહાસાગરમાં, આ સુંદર શરીરે, એક વિહારનૌકા સમો, સ્વચ્છંદખેલ જીવનભર ખેલ્યો. શું, એકદમ, એક ક્ષણમાં, આ નાવ ફૂટશે, તુટશે, ડુબશે ? મારા જાદુની ઇન્દ્રજાળમાં એકથી અનેકને નચવ્યા, માર્યા. આ ઇન્દ્રજાળના મોહ, શું એકદમ, ખૂટશે ? હા, સૂરસિંહ મોહનિદ્રામાંથી જાગ્યો ! તેને કોણે જગાડ્યો ? કામદેવ હણાયો ! તેને કોણે હણ્યો ? કળાવતી ફૂટી ! તેને કોણે ફોડી ? હવે મારૂં કોણ ? મારૂં શું થશે ? મારા અન્તર્જીવનના ભેદ, ભરમ ખૂલ્લા થયા. યોગી ! ઓ યોગી ! શું આ તારી કરામત ? તું માનવ છે, કે દાનવ છે કે દેવ છે ? શું હજુ પણ, તું મારા ઇન્દ્રજાળની મોહપાશમાં નહિ પૂરાય ?

[ યોગીરાજ શક્તિ-કુમારી પ્રવેશ કરે છે ]

યોગીરાજ ! માન, માન. આવો પ્રસંગ નહિ મળે ?

**શક્તિકુમારી:** કામિની ! જાણે છે, હવે તારૂં કોઇ નથી.

**કામિની:** જગત્ જખ મારે છે, ઓ જોગી ! તું જો એક મારો થા, તો !

**શક્તિકુમારી:** ઓ ધૂતારી માયા ! તું મને તારા મોહતાલે નચાવવા માગે છે ?

**કામિની:** યોગીરાજ ! નથી પરવા કરી મેં, આજ સુધી, કો દેવની, દાનવની કે માનવની. હું આજ તારી પાસે—હું, હું, રામનગરની મહારાણી, હું, હું, રૂપનો સાગર !—તારી પાસે દીન થઇ, હાથ જોડી યાચું છું.—

**શક્તિકુમારી:** શું માગે છે, ઓ મહામાયા ?

કામિની:

[ સંગીત ]

હા ! નમી નથી, નાચી નથી, રાચી નથી, કો કામથી.
તે આજ નમતી, નાચતી, ને રાચતી, રૂપધામથી.
તુજ કીકીમાં કામણ પૂર્યું. તુજ ભ્રકુટિમાં ભુરકી ભરી.
આ આંખડી, જીવ પાંખડી, આ મદનમૂર્તિમાં ઠરી.
આ રાજ લે. આ તાજ લે. સુખસાજ લે, અય ! જોગી ! તું.
લક્ષ્મી સમી રૂપસુન્દરી ભીખ માગતી, બન ભોગી, તું !

**શક્તિકુમારી:** તારા રૂપનો અધિકારી, આ રાજતાજનો માલિક સૂરસિંહ હજુ જીવે છે.

**કામિની:** તું મારો થા. કોલ આપ. એક વખત, મારા તરફ મીઠી નજરે જો. તો, એક ક્ષણમાં, સૂરસિંહ હતો ન હતો થઇ જશે.

**શક્તિકુમારી:** ને કાલે મારાથી વધારે સ્વરૂપવાન્ મળશે, કે મને વિસરશે, કે મારશે.

**કામિની:** જેમ સ્ત્રીઓમાં આખી સૃષ્ટિમાં મારાથી કોઇ અધિક રૂપાળી નથી, તેમ રૂપની ગુણજાણ હું કહું છું, કે આખી સૃષ્ટિમાં, કોઇ પુરૂષનું તારા જેવું રૂપ નહિ હોય ! ઓ ! હું તને બેવફા નહિ થાઉં—

**શક્તિકુમારી:** સહુનો અંત છે, સુંદરી ! દાનવ, દેવ ને માનવ પણ અમર નથી. તારી મોહમાયા હવે મરણશય્યા પર છે. માટે—

**કામિની:** નહિ માને ? ઓ યોગી ! આવો પ્રસંગ, ફરી ફરી, નહિ મળે. લક્ષ્મી વરે છે. રાજ મળે છે—

**શક્તિકુમારી:** લક્ષ્મી ! તું ! લક્ષ્મી ! ઓ વેશ્યા ! વેશ્યાથી પણ બદતર, ધૂતારી ! ઠગારી ! માનુની ! ખુની—

[ કામિની ગભરાતી શ્વાસ લે છે ]

તારા પાપનો ઘડો ભરાઈ ચૂક્યો છે. પણ પ્રભુ દયાનો મહાસાગર છે. તારાં અસંખ્ય પાપોને પ્રભુની પાવન ગંગામાં ધોઈ, પશ્ચાત્તાપના અગ્નિથી પવિત્ર થા. અહંતા, મમતા, મદ, માન, ને મોહ સર્વ ભ્રમણાનાં મૂળ છે. તેનો ત્યાગ કર. તારૂં સ્વરૂપ જાણ. સત્સંગ કર. પ્રભુ પાસે દીન ભાવે ક્ષમા

માગ. કામિની! જાણી લે. જગત્‌ને છેતરાશે. પણ જગત્‌નિયંતાને નહિ છેતરાય. તે સર્વ સ્થાનમાં જાગે છે. સર્વ જુવે છે. પણ તેની ક્ષમા, તેની દયા, તેનો પ્રેમ, અનંત છે. તું હરિનું શરણ યાચ. પ્રભુનો સ્વિકાર કર. દેહભાવ છોડ. જેવી સુન્દર છો, તેવી શુદ્ધ થા. તારી આસુરી માયાને દૈવી બનાવ. હું તને નિર્ભય સ્થાનમાં રાખું. તને નિર્ભય બનાવું. તને પાવન કરૂં. તને અમર બનાવું. તને દયાની દેવી બનાવું.

**કામિની:** ઘણું ભોગવ્યું છે, પણ હજુ તૃપ્તિ નથી. એક વાર, તું તારા આ દિવ્ય દેહ, મારાં—

[ હાથ લાંબા કરી યાચના કરતી શ્વાસ લે છે ]

**શક્તિકુમારી:** અય! ભૂલવણીમાં ભમતા પામર જીવ! ઠીક કહું છું. રાહ પર આવ. સમજ, સમજ, એ મદાંધ માનુની! અસંખ્ય પ્રેતોને મેં તારાથી દૂર રાખ્યા છે. તે તારો નાશ કરી, તને રીબાવી, રીબાવી, મારવા અધીરા થયા છે.

**કામિની:** કોણ છે તે?

**શક્તિકુમારી:** તારા જારો. જેના તેં પ્રાણ લીધા છે. તારા બાપ ને ભાઇના ભૂતો પણ ભમે છે. તારી મા તારાં પાપોથી નરકમાં પણ તડફડે છે. જો! જો! આ તારી માનું પ્રેત—

[ ઇલ્મદંડ ફેરવે છે. કામિનીની માનું પ્રેત દેખાય છે ]

**પ્રેત:** કામિની! હું તારી મા. નરકમાં પણ—મારો જીવ તારાં પાપો જોઇ તડફડે છે. તારા રૂપના અભિમાન ને મોહમાં, તેં રાક્ષસી અત્યાચાર કર્યાં છે. ખૂન, વ્યભિચાર, બેવફાઈ, બેપરવાઇની એ મૂર્તિ! જો! જો! હું તારા કરતાં થોડી પાપી હતી. મેં સ્વાર્થમાં અનેક નીચતા કરેલ. પણ હું તારા બાપને બેવફા ન થયેલ. તો પણ મેં જીવતા તોબા ન કરી. હું સહું છું. તારા પાપો જોઇ રહું છું. તારા ભોગ થયેલા જીવોના પ્રેતોની ક્ષમા યાચું છું. તું તોબા કર. આ જહાનના સરજનહાર માલેકને શરણે જા. તે રહેમનો દરિયાવ છે. માન, માન. જાગી ત્યાંથી સવાર ગણી લે. તારો બાકીનો જન્મારો સુધારી લે. દયા કર, દયા કર, એ દીનાનાથ!

[ અદ્દશ્ય થાય છે ]

**શક્તિકુમારી:** જો! તારી મા પણ તેજ કહે છે. બોલ તારી શી ઇચ્છા છે?

કામિની: એક વાર, એક વાર, ઓ મનમોહન મૂર્ત્તિ ! એક વાર આ દેહને, આ મનને, સંતોષ આપ. પછી તું કહે તે કરૂં. કહે તો મરૂં. પણ એક વાર—

શક્તિકુમારી: તારા આત્મા પર, વિષયનાં એટલાં આવરણ ચઢ્યાં છે, કે તું નહિ માને. એક વાર કહું છું, કે તું સમજી જા. તારા પાપનું પ્રાયશ્ચિત કર. પ્રભુનું શરણ લે. નહિ તો રામનગરનું કારાગ્રહ તારી રાહ જુવે છે. સમજી ?

કામિની: એ જોગીડા ! શું તું મને ડરાવવા ચાહે છે ? ભયભીત કરવા ધારે છે ? મારા રૂપનું અપમાન કરે છે ? મને તારી, તારા બોધની, મારી માની, મારા માના વચનની કે જગત્‌ની પરવા નથી. તું મારૂં માનતો નથી. તો, લે ! લે !

[ છાતીમાં છૂપાવેલી કટારી કાઢી, ધસી શક્તિકુમારીને મારવા જાય છે. શક્તિકુમારી, ડાબે હાથે તેને છાતીમાં ધક્કો મારી, દૂર ફેંકે છે. ઝોળીમાંથી રિવોલ્વર કાઢી, કામિની સામી તાકે છે. કામિની તે જોઇ ઠરી જાય છે. તે શ્વાસ લે છે. તેના હાથમાંથી કટારી પડી જાય છે ]

શક્તિકુમારી: રાક્ષસી ! ન સમજતી કે હું સુકુમાર બાળક છું. હું બ્રહ્મચારી બાળ છું, પણ આસુરી માયાનો કાળ છું. મારાં સુકુમાર ગાત્રોને તપનાં તેજ ને અમૃતનાં કવચ છે. મારો આત્મા જાગતો રહે છે. મારા હાથમાં અનન્ત શક્તિ છે—

કામિની:

[ ધીરેથી ]

તું કોણ છે, ઓ અજબ શક્તિ !

શક્તિકુમારી: હું રાજયોગી છું, કર્મયોગી છું. પ્રવૃત્તિ તે મારી ચાખડી છે.

કામિની: અહિં આવી, મને સતાવવામાં તારો શું ભેદ છે ?

શક્તિકુમારી: ભૂલેલાને માર્ગ દાખવવા. પાપીને પ્રાયશ્ચિત દેવા. સિંહોને જગાડવા. રાજ્યનો ઉદ્ધાર કરવા—

**કામિની:** તારે ને રાજ્યને શું? સૂરસિંહને અને તારે શો સંબંધ? રાજ સાથે, એ ભમતા—ભીખ માગતા—ભભૂત ધરતા જોગીડા! તારે શો સંબંધ? કહે, કહે, એ!

**શક્તિકુમારી:** કહું, કહું? જો! જો! એ! ધૂતારી! ઠગારી! હું સૂરસિંહની પુત્રી! હું આ રાજ્યની ભાવી મહારાણી! હું પ્રજાની મોક્ષદાયિની—**શક્તિ**—

[ ફટકો ઉતારી પોતાનું સ્વરૂપ દેખાડે છે ]

[ કામિની સ્તબ્ધ થાય છે. તેનું રૂપ ફરી જાય છે. તેની મુદ્રા આસુરી બની જાય છે. ભયથી મુખ શ્યામ થઇ જાય છે. શક્તિકુમારી તેનો હાથ પકડી, તેને એક મોટા દર્પણ પાસે, લઇ જાય છે ]

જો! જો! આ આરસીમાં તારાં રૂપ, તારાં મુખનાં તેજ! એ દેહાભિમાની દુષ્ટા!

**કામિની:**

[ તડફડતી, દર્પણમાં જોતી, પોતાના વાળ ખેંચે છે. છાતી પર હાથ મારે છે ]

આ શું! આ શું! ક્યાં ગયાં મારાં રૂપ? ક્યાં ઉડ્યાં મારાં તેજ? આ મારૂં શ્યામ મુખ! આહ! મારા અધર પર શ્યામ વિષ! એ! એ! મારા હૈયામાં નાગણો ઘૂમે છે. હા! હા! તું આવી! તું આવી! એ **શક્તિ**! તું આવી! હું હારી! હું હારી તારાથી? હું હવે જીવું? તને નમું? તારૂં શરણ માગું? તારી પાસે ભિખારણ થાઉં? નહિ, નહિ! એ દેહાભિમાની! તારા દેહે અનેકને નચાવ્યા છે; અનેકને માર્યા છે. એ અભિમાની મન! શું માગે છે? શરણ કે મરણ? શરણ? શરણ? નહિ! મરણ? મરણ? હા! મરણ! ભલે, આવ. આવ—

[ દોડી જઇ ઝેરની સીસી ઉંચકી પીયે છે. ચક્કર ખાઇ પડે છે. તેનો પ્રાણ જાય છે. શક્તિકુમારી પોતાને માથે ફટકો ફરી મૂકી, અદશ્ય થાય છે. સૂરસિંહ પ્રવેશ કરે છે ]

**સૂરસિંહ:** આ યોગી કોણ? ક્યાંથી? **પરમાત્માનો** દૂત! મારાં મોહચક્ષુ ખોલનાર! હું આંધળાંની આંખ! પાંગળાના પાગ! કહે છે, પોતે

સૂરસિંહ ! ઓ જાગતા જીવ ! પરનાં પાપ ન જોતો. તારાં પોતાનાં પાપ પહેલાં જો. તારી પરિક્ષા પહેલી કર. તારામાં મોહ ન હતે, તો તે, તને શું કરી શકતે ? પણ તારાં સદ્ભાગ્ય છે. તારાં દિવ્ય નેત્ર ઉઘડશે. મદ ને મોહનો ત્યાગ કર. અહંતા, મમતા, મારી નાખ. પ્રભુની દયા યાચી લે. સદ્ગુરૂ કહે છે, સૂરસિંહ ! એક ભવમાં બે ભવ થાય છે. એક જીવનમાં પુનર્જીવન થાય છે. ભૂલેલો હતો; હવે તું જાગ્યો છે. પ્રભુનું પૂરૂં શરણ લે. તારૂં સ્વરૂપ ઓળખ. મનુષ્ય થા. ગયું વિસરી જા. ને કરવાનું શું છે, તેનો વિચાર કર. યાચી લે, યાચી લે, પ્રભુનું શરણ યાચી લે. નિજ સ્વરૂપ જાણી લે. તારો, ઉગારો ! ઓ દિવ્ય શક્તિ ! પણ—ઓ ! ઓ ! મારી શક્તિ ! તારા ઘંટાઘોષ ! સ્વરૂપ–સ્વસ્વરૂપ ઓળખવાનાં ચેતવણાં ! તું ! તું ! પણ—

[ કામિની તરફ નજર પડતાં, તેને આંખો ફાડી નિરખતો ]

શું ! શું ! તું ગઇ ? આત્મહત્યા કરી ગઈ? પાપ ધોતાં ન આવડ્યાં—

[ તેના મુખ સામું જોઈ ]

હા ! હા ! આ શરીર, મને અંધ બનાવનાર. આ શરીર ! તને જોતાં, મારો જીવ બળે છે. મને નિમકહરામ બનાવનાર ! રાજદ્રોહી, ખુની, પામર બનાવનાર, તું ! હું, આ શરીરને, આ છુરીથી, છુંદીશ.

[ છૂરી ઉપાડે છે ]

આ શરીરમાં રહેલા પાપી હૈયાના ટુકડે ટુકડા કરીશ. આ આંખ ફોડીશ—

[ કામિનીના શરીર પર પગ મુકી, તેની છાતી ચીરવા, છૂરી ઉગામે છે. સૂરસિંહના ડોળામાંથી આગ ઉડે છે ]

**શક્તિકુમારીઃ**

[ પડદામાં ]

સાવધાન ! જાગતા જીવાત્મા !

[ પ્રવેશ કરે છે. સૂરસિંહના હાથમાંથી છૂરી પડી જાય છે. તે ધ્રૂજે છે ]

સૂરસિંહ! માંસના મોહ શા? માંસનાં વેર શાં? ભૂલી જા! જાગી જા! જાણી લે!

[ સૂરસિંહના હ્રદયકમ્પ, તડફડાટ. હાથ જોડી આકાશ સામું જોતાં ધ્રૂસ્કે રડી પડવું. સત્વર દોડી જઇ, શક્તિકુમારીના પગ સ્પર્શી, હાથને આંખે લગાડવા. શક્તિકુમારીનાં સૂરસિંહના માથા તથા વાંસા પર હાથ મૂકવા ]

[ અદ્દશ્ય સંગીત ]

[ ટબ્લ્યૂ ]

# પ્રવેશ ૬

સ્થળ: સાચાભક્તના આશ્રમનો ભાગ.

[ ચંદ્ર તથા ચંદા લશ્કરી પોષાકમાં સશસ્ત્ર પ્રવેશે છે ]

**ચંદા:** ચંદ્રકુમાર ! આજ મારી સોળમી જન્મતિથિ !

**ચંદ્ર:** અય ! સોળ વર્ષની શૂરી કુમારિકા !—

**ચંદા:** આજેજ મને ભક્તરાજ પિતાશ્રીએ એક વાત કહી. તે સાંભળી મારા નયનમાંથી આંસુ સર્યાં ! મારા હૈયામાં સાગરની ભરતી આવી !

**ચંદ્ર:** આજ તારી સોળમી સાલ ! તે મંગળ દિવસે, સાગર સમી ભરતી તો, ભાવતી હો ! પણ, નયનાં આંસુ ?—

**ચંદા:** મને પિતાશ્રીએ પ્રાતઃકાળમાં સ્નાન પછી બોલાવી. મારા મસ્તક પર હાથ મૂકી, આશીર્વાદ આપ્યા. મને કહે, બેટા ! તારૂં શરીર અમને પ્રભુએ સોંપેલ. આજ તારાં રૂપ, તારા ધર્મ, તારી બુદ્ધિના વિકાસ જોઇ, હું તને તારા જન્મનો ઇતિહાસ કહું છું.

**ચંદ્ર:** શું છે, તે ઇતિહાસ ?

**ચંદા:** મારાં માતા ને પિતા એક અનુપમ ક્ષત્રીદમ્પતી હતાં—

**ચંદ્ર:** એ ક્ષત્રીબાલે ! આ નયનની વીજળી ! આ સિંહણની ચાલ ! આ ક્ષાત્ર ધર્મનાં તેજ ! અન્યથા કેમ સંભવે ?

**ચંદા:** મારાં માતાનું નામ વીરબાલા ને મારા પિતાનું નામ શક્તિસિંહ.

**ચંદ્ર:** એ બાલ સિંહણ ! એ વીરકુમારી—

**ચંદા:** આ આશ્રમની કુંજમાં મારા માતાપિતા વિહરતાં આવ્યાં. એક ગાય પર, એક સિંહણે તરાપ મારી. તે ગાયને મુખથી પકડવા જતી હતી. ત્યાં, મારા પિતાની બંદુકે તેને ઘાયલ કરી. તે ઘવાઇ; પણ મરી નહિ. તે હારી નહિ; પણ ઉશ્કેરાઇ, ખીજાઈ. તેણે તરાપ મારી. એક છલંગે તે મારા પિતા પર ચડી. તેમને છાતીમાં જોરથી પંજો માર્યો. મારી માએ મારા પિતાની કમ્મરમાંથી કટારી કાઢી, સિંહણનું ગળુ કાપ્યું. મારા પિતા ને સિંહણ તે વખતેજ મરણ પામ્યાં. મારી માતાને ભક્ત પિતાએ આશ્રમમાં

વાસ આપ્યો. તેના હૈયાને આશ્વાસન આપ્યાં. આઠજ દિવસમાં મને જન્મ આપી, મારી માતાએ દેહ છોડી દીધો. આજ સોળ વર્ષે—

**ચંદ્ર:** ઓ શૂરાંગના !—

**ચંદા:** પણ, કુમાર ! આજ તો યોગીરાજ મહારાજ પધારશે. તેમને આવવાની અવધ પૂરી થઈ. આજ ધર્મયુદ્ધના વીરવાજાં વાગશે.

**ચંદ્ર:** ને વીરપુત્રો ને વીરપુત્રીઓ, યા હોમ કરી, ધર્મક્ષેત્રે ઝૂઝશે.

**ચંદા:** હું ! શું કરીશ આજ ?

**ચંદ્ર:** આજ ઓ દેવિ ! તારી સોળમી સાલગ્રહ. એ તારા નયનની વીજના ચમકાર, મારા આત્માને હલમલાવે છે. તારા હૈયાના સાગરની છોળ, મારા જીવનનાવને ડોલાવે છે.

**ચંદા:** તો, આજ ?

**ચંદ્ર:** તો આજ, હું તારો વિશેષ અધિકારી થઇશ.

**ચંદા:** શી રીતે ?

**ચંદ્ર:** ધર્મયુદ્ધમાં કેસરીયાં કરીશ. વીરોમાં વીરરસ પ્રેરીશ. મારા દેશને માટે મારૂં સર્વસ્વ હોમીશ. જો ! જો ! રણક્ષેત્રનો પવન ફૂંકે છે. મારે અંગે અંગે, રોમે રોમે, ભડકા બળે છે. શસ્ત્ર ભેદે નહિ, પણ સર્વને ભેદે; કોઇથી જીતાય નહિ, પણ સર્વને જીતે; તેવો મારો સ્વાધીન આત્મા સજ્જ છે.

**ચંદા:** ધન્ય છે રજપૂત ! હું પછી ?

**ચંદ્ર:** શસ્ત્રના મહા ગિરિ પર ખૂલે પગે ચાલીશ. અસ્ત્રના સાગરની અંજલિ કરી પી જઇશ. ભભૂકતા મૃત્યુના ગોળાની માળા પ્હેરીશ. તલ ફોડીશ, આભ વેડીશ. ગગન ગગડે છે. વીજ ચમકે છે. શંખનાદના ઘૂમે છે ઘોષ. કુમારી ! આજે હું દુશ્મનદળને રગદોળીશ. આ હાથથી તે આસુરી સૂરસિંહનું મસ્તક છેદી, તારા ચરણમાં ધરીશ. તારો અધિકારી થઇશ—

**ચંદા:** ને પછી ?

**ચંદ્ર:** તને ક્ષાત્રતેજના સાગરને હિંડોળે હિંચાવીશ. શક્તિના સૂર્યનું મન્થન કરી, તારી કામણગારી કીકીમાં આંજીશ. આત્માની શક્તિના અખૂટ અમૃતરસમાં તારી ચોળી ભીંજવીશ. ગગન ઘૂમી, વીજળીના ઝાંઝર, તારે પગે ઘાલીશ. ને પછી, યાચીશ કે તારો અધિકારી છું, કે કેમ ?

**ચંદા:** આ સાધીશ, તો પૂજે છે તે પામીશ.

**ચંદ્ર**: તો, તો, ઓ કુમારી ! એક વાર, તારી સ્વર્ગીય આશાથી મારા હૃદયના ગગનમાં—

[ ચંદા હસેછે ]

પ્રગટી, પ્રગટી, આજ મારી આશાની બીજ ! મારા ભાગ્યની પૂર્ણિમા પણ પ્રગટશે.

**ચંદા**: જો ! પ્રિય કુમાર ! આ ફૂલનો ચાંદ ! તે આજે, હું તારી વીર છાતી પર સોહાવું છું. સોના ને રૂપાના ચાંદથી તે મોંઘો ચાંદ છે. તે દેવનો ચાંદ છે. તે શુભ ગુણનો ચાંદ છે. ફૂલ સમ ખીલજે ને જગત્‌ને ખીલવજે.

[ ચંદ્ર નમે છે. ચંદા સ્મિત કરે છે. પડદામાં રણવાંજીત્ર–બ્યુગલનું વાગવું ]

**ચંદા**: ચાલ, ચાલ, ધર્મયુદ્ધ તેડે છે ! ચાલ કસોટીનો કાળ છે ! હર! હર ! મહાદેવ.

[ ચંદ્રનો હાથ પકડી દોડી જાયછે ]

[ શૂરો ખૂલી તલવારે દોડતો આવે છે ]

**શૂરો**: આજ વીરોની કસોટી ! આજ ધર્મયુદ્ધ થશે ! આજ મારા ભીલગણનું મહાત્મ્ય પ્રગટ થશે. ચાલો, ચાલો, અમને ધર્મયુદ્ધ તેડે છે. અમને અમારો દેશ તેડે છે. અમને અમારો યજ્ઞ તેડે છે. આજ અમે અમારૂં સર્વનું બલિદાન આપીશું. આજે અમે ધર્મરાજ્યનો વિજય વાવટો રામનગર પર રોપીશું. આજે રામનગરની મહાપ્રજાનો ઉદ્ધાર થશે. યોગીરાજના આદેશ છે. ભક્તરાજના આશીર્વાદ છે. પ્રભુમાં શ્રદ્ધા છે. આત્મામાં ચેતના છે. હૈયામાં હામ છે. હાથમાં શક્તિ છે. સેના સજ્જ છે. યા, હોમ ! યા, હોમ ! હર ! હર ! મહાદેવ !

[ ઉડતો જાય છે ]

# પ્રવેશ ૭

**સ્થળ: સાચાભક્તના આશ્રમથી થોડે દૂર ગિરિતટ પાસે રણભૂમિ.**

[ તલેટીમાં સ્ત્રીપુરૂષોનું લશ્કર સજ્જ. ટેકરી પર સશસ્ત્ર, લશ્કરી લીબાસમાં, રણધ્વજ ધારી, ખૂલી તલવાર હાથ ગ્રહી ચંદા. તેને નીચે બ્યુગલધારી ગુણસુંદરી ને તીરબાજ બરછીયો. તલેટીમાં મહારાજા રામસિંહ, વસંતકુમાર, ચંદ્ર, શૂરો, ઉકો. સહુના પાછળ સાચાભક્ત, નગરશેઠ વિગેરે. બ્યુગલનું વાગવું. સર્વેનું શસ્ત્ર ખેંચી તૈયાર થવું ]

**શૂરો:** યોગીરાજ મહારાજનો જય ! મહારાજા રામસિંહનો જય !

[ ચંદા દુરબીનથી જુવે છે ]

**ચંદા:** મહા સેનાનું અસંખ્ય ગણ આવતું નજરે પડે છે.

**શૂરો:** દુંદુભીનાદ થવા દીઓ.

[ રણદુંદભીનું વાગવું ]

**ચંદા:**

[ દુરબીન માંડે છે ]

ધ્વજના ઇસારાથી, આવતી સેના સુલેહ માગે છે.

**શૂરો:** તો, શી આજ્ઞા છે, યુવરાજશ્રી ?

**વસંતકુમાર:** ધ્વજથી ખબર આપો કે સેનાનો મુકામ કરો. અમારો પેગામ મળતાં સુધી કૂચ નહિ કરશો. ચંદ્રકુમાર ! બરછીયા સાથે પેગામ મોકલો, કે તમારી ઇચ્છા સુલેહની હોય, તો સેનાનો મુકામ હાલ લશ્કર છે ત્યાં કરો. વિષ્ટિ માટે, ચોવીસ માણસની સંખ્યામાંજ, અહિં આવો.

**ચંદ્ર:** જી, મહારાજ !

[ ચીઠી લખી આપે છે. બરછીયો તોપના ગોળા માફક ઉડતો જાય છે ]

[ બ્યુગલનું વાગવું. સહુનું તલવાર મ્યાન કરવું ]

ઉકોઃ

[ દૂર નજર માંડતો હર્ષઘેલો થતો ]

પધાર્યા ! પધાર્યા !—

[ યોગીરાજ શક્તિકુમારી, સૂરસિંહ, થોડા નાગરીકો ને અમલદારો જોડે પ્રવેશ કરે છે. કળાવતી યોગીરાજને પંખો કરતી ઉચ્ચ શણગારમાં આવે છે. તે યોગીરાજના પાય દાબી પંખો કરતી રહે છે. સૂરસિંહના હાથમાં સુવર્ણથાળમાં રાજમુગુટ છે. તે થાળ સૂરસિંહ મહારાજા રામસિંહની પાસે મૂકે છે. મુગુટનો થાળ શૂરો ઉકાને આપે છે ]

**શક્તિકુમારીઃ** મહારાજા ! આ સૂરસિંહ આપનું શરણ માગે છે. આપની ક્ષમા યાચે છે. આપને રાજ્ય સોંપે છે.

**રામસિંહઃ** ધન્ય ! છે, યોગીરાજ મહારાજ !

**સાચાભક્તઃ** સેના સજ્જ રાખી, ક્ષત્રિઓને શૂર સજાવી, વગર યુદ્ધે પ્રલય કરનાર, ઓ ! અવતારી યોગીરાજ ! અમે આપને પ્રણામ કરીએ છીએ.

**રાજપાલઃ** ઘણી ખમાં ! વિજય મેળવવાની, વિનાશ કરવાની શક્તિ છતાં, અહિંસાથી કામ લેનાર મહાપુરૂષને ધન્ય છે.

**સાચાભક્તઃ** બોલો શ્રી યોગીરાજ મહારાજની જય !

**સર્વેઃ** શ્રી યોગીરાજ મહારાજની જય !

**શક્તિકુમારીઃ** મહારાજા ! રાજ્યની અવ્યવસ્થાનું પહેલું પ્રકરણ પૂરૂં થયું. હવે રાજની વ્યવસ્થાનું, પ્રજાના સુખનું મંગળાચરણ આરંભો. આ તાજ સ્વિકારો. આપના મહારાજ્યને સંભાળો.

**રામસિંહઃ** મારૂં જીવન હવે સમાપ્ત થવા આવ્યું છે. હું અત્રે રહી પ્રભુભજનમાં શેષ આયુષ્ય ગાળીશ. વસંતરાજને યોગીરાજ મહારાજ ! આપ મુગુટ ધરાવો.

**સૂરસિંહઃ** મને અત્રે રહી, પશ્ચાતાપ ને પ્રભુભજન કરવાનો અધિકાર આપો.

**શક્તિકુમારીઃ** પ્રભુભજનના સર્વ કોઈ અધિકારી છે.

**સાચાભક્તઃ** સત્ય છે. યોગીરાજ મહારાજ ! નવા રાજ્યનું બંધારણ આજ આપના હાથથી કરો.

**શક્તિકુમારીઃ** સાધુજન ! હું તો જગત્‌સેવા માટે ફરતો યોગી છું. **શામનગરની** એક સેવાનો નિમિત્ત થયો. હવે હું બીજા દેશમાં જઇશ. આપનો આગ્રહ છે, તો રાજ્યરચનાના અધિકારીઓની નિમણુક કરી આપું છું. કે નવું રાજ્ય સુસ્થિર થાય. જે આશ્રમમાં, આ રાજકુટુંબને આશ્રય મળ્યો છે, તે આશ્રમના પુણ્યકાર્યે માટે, **અંબાપુરીના** સમસ્ત રાજ્યની ઉપજનો અડધો ભાગ, **શામનગર** આપશે. આ આશ્રમ **શામનગરની** પ્રજાની, રાજની, રક્ષા કરશે. લોકને સાવધાન રાખશે. વિદ્યા, શક્તિ, સંતોષ, સંસારમાં સોહાવશે. જીવ, જીવન, ને દેશને, જગત્‌ના અંશ ગણાવશે. સૃષ્ટિની સેવાદ્વારા **સરજનહારને** ઓળખાવશે. સર્વને ધર્મમાર્ગે, કર્મમાર્ગે પ્રેરશે.

**સાચાભક્તઃ** અસ્તુ !

**શક્તિકુમારીઃ** ભીલસેના કાયમ રહેશે. તેને રાજલશ્કરનું અંગ ગણવામાં આવશે. સર્વ કાળમાં, સ્વ અને સ્વદેશની રક્ષા માટે, દરેક વ્યક્તિ સજ્જ રહેશે. એક, એક, પુરૂષ ને સ્ત્રી, શસ્ત્ર સજી જાણશે. શસ્ત્રવિદ્યા અક્ષરવિદ્યા સાથે સોહશે !

**શૂરોઃ** અસ્તુ !

**શક્તિકુમારીઃ** શૂરાભાઈ આ મહારાજ્યના સેનાપતિ થાય છે. રાજકુટુંબના પ્રાણ બચાવનાર **ચંદાકુમારીને** એક લાખનું વર્ષાસન મળશે. **ચંદ્રકુમાર મહારાજા વસંતસિંહના** પ્રધાન નિયુક્ત થાય છે. ભક્તરાજ ! આ દિવ્ય જોડી **ચંદ્ર** ને **ચંદાનો** હસ્તમેલાપ આપ કરો. તે દમ્પતી **શામનગરના** રાજ્યની અપૂર્વ સેવા કરશે.

[ ભક્તરાજ ચંદ્ર ને ચંદાનો હસ્તમેલાપ કરે છે. દમ્પતી સર્વ વડીલને નમસ્કાર કરે છે ]

નગરશેઠને આ મહારાજ્યના દ્રવ્યમંત્રી નિમવામાં આવે છે. તેમને લોકપંચાયતના પ્રમુખ નિમવામાં આવે છે. **બહાદુર ભક્ત ઉકાને મહારાજાના** અંગરક્ષક નિમવામાં આવે છે. **શામનગરના** સમસ્ત સદાવ્રતના પણ તેઓ રક્ષક થશે. **બરછીયો બટુક, ચંદાકુમારીની** ઇચ્છા પ્રમાણે, બાલકો તથા બાલિકાઓને, શસ્ત્રના પ્રયોગો શિખવશે. ગુણિયલ **ગુણસુંદરી શામનગરની** સ્ત્રીસમાજની શક્તિ વધારવાનું કામ કરશે.

મહારાજા વસંતસિંહ ! આપને હવે, પ્રજાકલ્યાણના મહાધર્મનું કર્ત્તવ્ય બજાવવાનું છે. આપ વિસરશો નહિ કે મહારાજ્ય તે પ્રજારાજ્ય છે. પ્રજાનું બળ, પ્રજાનો સંતોષ, એજ મહારાજ્યનાં બળ ને કીર્ત્તિ છે. આપની પ્રજાને સુખી કરો, શક્તિવાળી કરો. વિદ્યાનાં દાન આપો. આપની પ્રજા જગત્‌ની પ્રજાઓમાં શ્રેષ્ઠ પ્રજા નિવડે ! સામર્થ્યમાં, લક્ષ્મીમાં, વ્યાપારમાં, કલામાં, વિદ્યામાં, સ્વાધીન થઇ, યુગધર્મ પાળે. આપ પ્રજાના કલ્યાણના નિમિત્ત બનો. ભક્તરાજ મહારાજ ! આપ મહારાજાને મુગુટ પ્હેરાવો. પ્રજાની ભગિનિરૂપ ઓ સત્‌સ્ત્રી ગુણસુંદરી ! તમે મહારાજાને રાજતિલક કરો.

[ ભક્તરાજ મુગુટ પ્હેરાવવા તથા ગુણસુંદરી રાજતિલક કરવા આગળ આવે છે ]

**વસંતકુમારઃ** ઓ સદ્‌ગુરૂ ! સારથી ! અવતારી યોગીરાજ ! આપની આજ્ઞા ને આશીર્વાદ શિર પર ચડાવું છું. પણ બે કૃપાદાન માગું છું. એક તો, આપે મારા સદ્‌ગુરૂ–માર્ગદ્રષ્ટા–સારથી તરીકે, સદા નહિ, તો સમયસમયે મારી પાસે રહેવું. મારા રાજ્યની સુખરૂપ રચના રચવી. બીજું મારી મહારાણી, મારી પ્રિયા વગર—

**સાચાભક્તઃ** યોગીરાજ મહારાજ ! સર્વ મળ્યું. મહારાજાને તેમની મનમાની મહારાણી, આપના મંત્રયોગે, મેળવી આપો.

**શક્તિકુમારીઃ** અતિ લોભી ન થાવ, મહારાજા ! રાજ્યધારણ કરો. યોગ્ય રાણી પામશો.

**વસંતકુમારઃ** સદ્‌ગુરૂ ! પ્રભુએ આપી છે. પ્રાણે પારખી છે. પણ, પ્રારબ્ધે દૂર રાખી છે.

**શક્તિકુમારીઃ** મહારાજા ! આપનું પ્રારબ્ધ એવું કઠણ નથી. જુવો, કહું તમારી પ્રેમમૂર્ત્તિની કથા ? સાંભળો.

[ સંગીત ]

સુરે અસુરના સાજ સજ્યા ને
શક્તિએ છોડયા સંસારને, સજ્જન !
એ શક્તિએ છોડયા સંસારને. સુરે—

**વસંતકુમારઃ** ત્યારે હું પણ—

**શક્તિકુમારી:** સબુર, **મહારાજ** ! મારી કથામાં વિઘ્ન ન નાખશો.

[ સંગીત ]

છાંડીને સંસાર આ, એ શરીરને છોડી ગઈ—

**વસંતકુમાર:** શું ?

**શક્તિકુમારી:**

[ સંગીત ]

જોગી રૂપે નવ જીવનમાં એ સૃષ્ટિને સેવી રહી.

**રામસિંહ:** હરિ ! હરિ !

**શક્તિકુમારી:**

[ સંગીત ]

નિજ રૂપ વિસરી, સિંહ હા ! મોહજાળ રહ્યા ફસી.
એ મોહજાળ ઉકેલતી, શક્તિ સહુ સેવી રહી.

**સાચાભક્ત:** ધન્ય ! **શક્તિ** ! ધન્ય ! **શક્તિ** !

**શક્તિકુમારી:**

[ સંગીત ]

સ્વકર્મના ધર્મના મર્મની ઉપાસી એ,
સ્નેહની પ્યાસી એ, જગતની દાસીને,
નેણ ભરી નીરખો, સ્નેહીજન ! સંસારમાં.
નેણ ભરી નીરખો, સ્નેહીજન ! સંસારમાં.

[ શક્તિકુમારી ભગવાં વસ્ત્ર ને ફટકો, દૂર કરી, સ્વરૂપ પ્રગટ છે. સર્વ મંડળ ઘુંટણીએ પડી નમસ્કાર કરે છે ]

**સાચાભક્ત:** લ્યો **મહારાજ** ! આ આપના મહારાણી, સદ્ગુરુ ને સારથી. આયુષ્યમાન્ થાવ ! રામનગરનું કલ્યાણ કરો.

[ બન્નેના હસ્તમેલાપ કરે છે ]

ગુણિયલ ! રાજતિલક કરો.

[ ભક્ત મુગુટ ધરાવવાનું કરે છે ]

**વસંતકુમાર:** નહિ ભક્તરાજ ! આ સમર્થ સદ્ગુરુને, હું આ રાજ્યના મુગુટધારી મહારાણી કરીશ. હું તેમનો સેવાપરાયણ પૂજારી થઇ રહીશ.

**શક્તિકુમારી:** નહિ. હું આપની દાસી બનીશ.

**વસંતકુમારઃ** ભક્તરાજ ! મારા તરફથી અત્રે એક મંદિર બનાવો. તેમાં યોગીરાજની ઉતારેલી કફની ને પાદુકાની સ્થાપના કરો. પ્રત્યેક વર્ષે આજ દિને, અમે ને સમસ્ત પ્રજા, તેનાં પૂજન કરશું. પ્રજાની પ્રગતિ પૂરશું.

**સાચાભક્તઃ** બન્નેને મુગુટ ધરાવું છું. બન્ને મળી રાજ્યસ્થાપના કરો. મહારાણી ને મહારાજા બન્નેની આણ વર્તાવો. સીક્કા પર બન્નેની મહોર પડાવો. નવયુગના **સીતારામ**નાં સંયુક્ત રાજ્ય સ્થપાય છે! દમ્પતીરાજ્ય! ગૃહરાજ્ય! તેમ મહારાજ્ય! માતાપિતાનાં રાજ્ય! રાજ્ય ને પ્રજાના, માતાપિતા ને પુત્રપરિવારના સંબંધ! ધન્ય છે! **રામનગર**ના પ્રારબ્ધને. સમર્થ સારથી શી મહારાણી! સાક્ષાત્ **શક્તિ**! એ શક્તિના વસંતરૂપ **મહારાજા વસંતસિંહ**! પ્રજા શક્તિ પામો! **રામનગર** નન્દન બનો! **રામન**ગરની વસંત પ્રગટો! તે અજીત થાવ! અમર થાવ! પ્રભુને પામો!

[ બન્નેના મસ્તક ભેગાં કરી મુગુટ ધરાવે છે. ગુણસુંદરી બન્નેને તિલક કરે છે. ચંદા બન્નેને ફૂલના હાર પ્હેરાવે છે. ઉકો માથા પર પાદુકા તથા કફની મુકી નાચે છે ]

બોલો શ્રી મહારાણી **શક્તિકુમારી**નો જય! **મહારાજા વસંતસિંહ**નો જય! યોગીરાજ મહારાજનો જય! ધર્મ-રાજ્યનો જય!

**સર્વેઃ** જય! જય! જય! જય!

ઇતિ



शान्तिः । शक्तिः । कान्तिः । मुक्तिः ।

# વેદાશ્રમનાં પુસ્તકો

તૈયાર છે

ગુજરાતના અગ્ર વિદ્વાનોના અમૂલ્ય લેખોનો સંગ્રહ

## સ્ત્રીઓને સંદેશ

સંપાદક

## સૌ. દેવકીબાઈ મૂલજી વેદ

મહાશય કૌશિકરામભાઈ વિ. મ્હેતાની પુસ્તકની સંસ્કારી ને સચોટ પ્રસ્તાવનામાં કહે છે:

આ સુંદર પુસ્તક ગુજરાતી સાહિત્યમાં એક અતિમનનીય સદગ્રંથનો ઉમેરો કરે છે. સદ્ગત દિ. બ. અંબાલાલભાઇનો ટુંકો પણ સંગીન લેખ શાણપણથી તથા સાત્વિક આવેશથી ભરેલો છે. સ્ત્રીના સંસારિણીધર્મનું સચોટ દિગ્દર્શન કરાવનાર રા. ન્હાનાલાલ કવિના લેખની રમણીયતા અંતરમાંથી સહજમાં ભૂંસાય એવી નથી. ઉંડા આધ્યાત્મિક સંસ્કારથી પરિષ્કૃત રા. મૂળજી વેદનો આત્મા સ્ત્રીને પરમ વંદનીય આદિ શક્તિરૂપે સ્તવીને જ પ્રસન્નતા માને છે. રા. ઉત્તમલાલ ત્રિવેદી પોતાની વિદ્વત્તાને અનુરૂપ શાસ્ત્રાર્થ કરી સ્ત્રી પ્રતિષ્ઠા સંબંધી પ્રચલિત કેટલોક વિરોધ સમાવે છે, સ્ત્રીઓની અનેક દેશી ઉન્નતિ જોવાને ઉત્સુક છે, અને પુરૂષોના કેટલાક અપરાધોનો અર્ચનીય ઉદારતાથી સ્વીકાર કરે છે. રા. બ. હરગોવિંદદાસની વ્યવહાર નિપુણતા સ્ત્રીઓને આરોગ્ય, સામર્થ્ય અને શૌર્યની જરૂર સંબંધી એમણે ખાસ ભાર મૂકી કરેલા ઉપદેશથી તરી આવે છે. રા. હિમ્મતલાલ અંજારિયાની મતિપ્રભા સ્ત્રીપુરૂષ ઉભયને હકની ભાવના કરતાં ધર્મની ભાવનાની ઉત્કૃષ્ટતાનું ભાન કરાવી ઓરડી સાફ કરવાથી માંડી શિક્ષણાદિ સેવાના સન્માર્ગ સુધી સ્ત્રીકર્તવ્યમાં વિવિધ ક્ષેત્ર ઉપર સુંદર પ્રકાશ પાડે છે. સ્ત્રીસાહિત્યની સમર્થ સમાલોચના કરતો પ્રો. કાંતિલાલનો પ્રૌઢ લેખ સ્ત્રીઓએ આજસુધી કરેલા અનેક સત્પ્રયત્નોનું વંદન કરી તેમને બીજી અનેક શુભ પ્રવૃત્તિઓમાં જોડાવા પ્રેરે છે. "ગુજરાતને માટે અભિમાન રાખો, આત્મભોગ આપીને પણ ઉંચી કેળવણી મેળવો, અને ઉદાત્ત ભાવનાઓથી સજ્જ થાઓ," એ પ્રકારનો રા. રણજીતરામનો રણકાર શ્રોતાઓને સ્પષ્ટ પ્રતીતિ કરાવે છે કે ગુર્જરભૂમિના એ ભક્તવરનું હૃદય એમના લેખમાં યથાર્થ રીતે ઉતર્યું છે. શ્રીમતી શારદાગૌરી સ્ત્રીઓના અપકર્ષથી તીવ્ર અસંતોષ જાહેર

# વેદાશ્રમનાં પુસ્તકો

કરે છે, ખરી ખોટી સ્ત્રીકેળવણીનો વિવેક કરે છે અને અમેરિકા જેવા સુધરેલા દેશોની સ્ત્રીઓ કેટલી આગળ વધેલી છે તે જણાવી આપણી સ્ત્રીઓની મંદ નાડીને સતેજ કરે છે. આ પ્રમાણે આ ગ્રંથમાં અનેક નાની મોટી, સ્થૂલસૂક્ષ્મ બાબતોનો સમાવેશ કરવામાં આવ્યો છે. આદિથી અંત સુધી અતિવાદ કોઈ ઠેકાણે જોવામાં આવતો નથી; પ્રત્યેક લેખકે પ્રશસ્ય રીતે વિવેક બુદ્ધિ જાળવી રાખી છે. વિવિધ સુંદર સુપક્વ અને પથ્ય વાનીઓથી ભરેલી થાળી, જે જમનારાઓ આગળ રજુ થએલી છે, તેના સંબંધમાં "આરોગો" એ મંગળ વચન કહેવાનું મને પ્રાપ્ત થયું છે.

સમાલોચક આ પુસ્તકની સમાલોચના કરતાં લખે છે:—

આ લેખમાલા પ્રસિદ્ધ કરી સૌ. દેવકીબાઇએ ગુજરાતના સુંદરીસંઘની સેવા કરી છે એટલુંજ નહી પરંતુ ગુજરાતના સ્ત્રીસાહિત્યમાં યે વાસ્તવિક વધારો કર્યો છે. × × × ગુજરાતના દરેક અભ્યાસ ખંડમાં આ પુસ્તકને સ્થાન મળે અને પ્રસંગે પ્રસંગે સંસ્કારી અને સંપન્ન જનો આવાં પુસ્તકનાં લ્હાણાં કરે એ ઇષ્ટ છે.

મિ. કોડાલકર–વડોદરા રાજ્યની સેન્ટ્રલ પુસ્તકાલયના અધ્યક્ષ લખે છેઃ—

આ પુસ્તક પ્રગટ કરી તમે સ્ત્રીવર્ગ પર મહાન ઉપકાર કર્યો છે.

સવિશેષ મૂલ્ય. રૂ. ૨–૦–૦

સર્વ પત્રવ્યવહાર નીચેને સરનામે—

વ્યવસ્થાપક, વેદાશ્રમ.

૩, વાલકેશ્વર રોડ, મુંબઈ.

પ્રિન્ટર રામચંદ્ર યેસુ શેડગે, નિર્ણયસાગર પ્રેસ,
૨૩, કોલભાટ લેન, મુંબઈ.

## Vedashram Works

# Open Letters to Mr. Montagu

BY

## MULJI DULLABHJI VED

### Highly appreciated by the Press and the Public

'We are glad to note and appreciate the candour and patriotism of the Author..........

We hope the passages quoted will attract the notice of Mr. Montagu and his party of English friends. Such a state of things can only be ended under Home Rule; and it is but right that the writer should conclude this letter with a demand for Home Rule. The pamphlet, though short, makes interesting reading and opens out to the Secretary of State the heart of every patriotic Indian.' *New India, Madras.*

### Quotations from the Letters.

'Time and tide wait for no man—no nation..........Now is the time to act—for the greater thoughts to incarnate themselves in great events..........India wishes to be as free as England is free..........Free India and free England together will be invincible..........You can help us and we can help you to higher destinies. So help us God..........The strength of the Empire will be in the strength of the Nation.......... Imagine for a moment that India holds England and that she rules the latter exactly in a similar way as England has been ruling India. What would be your feeling? What would be the feeling of England? What would England not do to restore her prestige and power?.........View our aspirations as one of our own..........To take the most and give the least is a bad method. All along the *foreign* Government has done

# Vedashram Works

this.........It has not been able to draw England and India heart to heart and mind to mind.........To the extent, England will eschew the *foreign* consciousness from our mother-land, she will be a power that will hold our heart. That means, we have to heartily combine as brothers, as fellow citizens—having equal liberty—a willing partnership and an entire forgetfulness of the *foreign* consciousness.........Henceforth, India must be a subject of equality and fraternity, culminating in the perfection of our people and the strength of the united Empire. .........Born of equality and fraternity free and firm must be England's trust in India.........Thus in the granting of Parliamentary Government, India shall grow, as England has grown—India self-legislating, self-governing, self-administering, self-protecting—to say in one word—self-dependent.........India takes a lesson from the past and the present events and desires to be self-dependent in the matter of feeding her children. She feels it to-day, as she never felt it before, that this is impossible, without Home-rule in *toto*.'

Eight Annas Per Copy.

આજ લેખકનાં ગુજરાતી કાવ્યો

| નવ યુગને | અનુકૂલ | નવી કવિતા | નવી કલા |
|---|---|---|---|

| **નિજકુંજ** | **કુંજલીલા** | **નવાં લોકગીત** |
|---|---|---|
| મૂલ્ય | મૂલ્ય | મૂલ્ય |
| ૧–૦–૦ | ૧–૦–૦ | ૦–૪–૦ |

'નવાં લોકગીત' સ્વધર્મ–સ્વદેશ લોકજાગૃતિનાં
આ ગીતો, મેળા–મેળાવડામાં જાહેર કીર્તન કાજે છે.
ગીતો ચેતના ઝીલવનારાં છે.

એક સો પ્રતનું મૂલ્ય રૂા. ૧૫

## Vedashram Works

'I have seen enough to say that I shall feel interested in reading it.' *Lord Kelvin.*

'A charming work.........Believe me in your future as a poet.' *Dr. Pascal of Paris.*

'I gladly recognise the presence of poetic feeling and imagination.' *Mr. James Drammond of Oxford.*

'I notice with pleasure that you have a real poetic sense; and that some of the pieces are full of noble aspirations and of the sweet and godly spirit of one who loves his kind.' *The Dean of Durham.*

'I have safely received your book, which I find very interesting.' *The Rev. Prof. Skeat of Cambrige.*

'*First Fruist*' seems to me to be the work of a genuine poet...........His knowledge of English is intimate.' *The late Rev. Mr. Sinclair.*

'Some of your poems have the accent of sincere experience, such as that to your Grandmother or the Omnipresent.' *Prof. J. Estlen Carpenter of Oxford.*

'I found the poems interesting in sentiment and turn of thought.' *Mr. W. M. Rossetti of London.*

Rupees Two Per Copy.

---

**Printed by Ramchandra Yesu Shedge, at the Nirnaya-Sagar Press, 23, Kolbhat Lane, Bombay.**

**Published by Mulji Dullabhji Ved, for Vedashram, 3, Walkeshwar Road, Bombay.**